ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળના આશ્રયથી સ્વ૦ રમણભાઇ હરગોવિંદદાસ
કોટાવાળાના સ્મરણાર્થે પ્રસિદ્ધ થતી બાલસાહિત્યમાળા પુષ્પ (૧)




પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

બાર ] સુરત [ આના

# મધપૂડો

અંક ]  તંત્રીઃ નટવરલાલ વીમાવાળા  [ ૧ લો

## પહેલું ટીપું



લ્યો બચુડાં, આ તમારે કાજે મધનો પૂડો. મધ ધીમે ધીમે ખાજો. પચે તેમ ખાજો. મધ તમને ભાવતું તો હશેજ. એક વાત કહું ? હું નાનો હતો ત્યારે બાને કહ્યા વિના શીશીમાંથી મધ ખાઇ જતો, ચાટી જતો. પછી જરા મોટો થયો એટલે મને [illegible] મધપૂડા વધારે ભાવવા લાગ્યા. ક્યાંયથી મધપૂડા શોધી લાવું ને ખુણે બેસીને વાંચું—ભૂલ્યો, ખાઉં. બા ના કહે તો પણ વાંચું. ભાઇ ના કહે તો યે વાંચું. ખુણે સંતાઇને એમાંનું મધ ખાયાજ કરૂં–પીયાજ કરૂં.





પણુ તે વેળા કની, આવા સારા મધપૂડા નહોતા મળતા. હવે તો મધપૂડા ય સારા મળે છે. તે વેળા બા મધપૂડા નહોતી ખાવા દેતી—વાંચવા દેતી. હવે તો બા—ઓ જાતે મધપૂડા લાવીને આપે છે ને વંચાવે છે-ખવ-ડાવે છે. એટલે તમારે કંઇ ખુણો નહિ ખોળવો પડે. તમે તમારે છચોક વાં-ચજો. પડોશની કીકીને વંચાવજો. ફોઇના રમણને વંચાવજો. પેલો તોફાની જગુ છે ને, તેને સુદ્ધાં આપજો. નાનો બચુ રડતો હોય ત્યારે એકાદું ગીત એમાંથી ગાજો કે ટપ રહી જશે.

લ્યો ત્યારે. હવે મધપુડો ચાખો; ને તમને ભાવે કની, તો મને કાગળ લખીને જણાવજો, હોં!



તમારો

નહુભાઇ

રા૦ પ્રીતમલાલ મજમુદાર

વાંકાચૂંકા વાંકાભાઇ
વાંકે ટટ્ટુ બેઠા;
વાંકે રસ્તે વાંકા વળતા
ગબડી પડયા હેઠા;



ઉઠી વાંકી વહેલે બેસી
ચૂંકા વૈદને મળીયા
ચૂંકે પગને વાંકો મરડયો
કાયમ બોંયે ઢળીયા!

# હો  ત?

ઝાડ ઉપર ઉગનારૂં જો હું
હોત જાંબુડું નાનું,
રસધરતાં નવ રહેતે, પડતે
બાળક ખોળામાં હું.
નહિ રહેતે સૂકાવા ઉપર
પડવા ઠળીયો થઇને,
મુજ સરખાં બાળકની આગળ
પડતે તડાક દઇને.

મીઠી જો હું હોત બોરડી
બોરથકી લાદેલી,
દોલત નવ રાખત સંતાડી
કાંટાથી ઢાંકેલી.
મારી મીઠી ફેંકી ફોરમ
તેડત બાળક ટોળી,
હાલી ઝૂલી વેરત સઘળાં
ભરતે સહેજે ઝોળી.

(ધો. ૫.)

રા૦ પ્રીતમલાલ મજમુદાર



# કેખુશરૂ

કેકુ—ત્રણ વરસનો કેખુશરૂ—ભારે તોફાની. વળી રીસાળ બી ઘણો. જરાક કોઈએ ઠપકો આપ્યો હોય કે તરત મ્હોં ચઢાવીને એક ખુણામાં જઈને બેસે. એના માયજીને એ બહુ વહાલો. પણ બાવાજી એને કોઈ વાર વઢે ને ધમકાવે. આખો દિવસ તોફાન અને ભાંગફોડ કર્યા કરે, એટલે કોઈક વાર તો ઠપકો દે ને?

એક દિવસ ઘરમાં તોફાન કરતાં કેકુએ બનામાના ઘરમાંથી ગોળ લીધો ને તે બાવાજીના બૂટમાં ભર્યો. તેના મનમાં એમ, કે બૂટમાં ગોળ ભરવાથી તેને કીડીઓ વળગે ને પોતાના દરમાં તાણી જાય તે જોવાની ગમ્મત પડે. પણ એની ગમ્મત અવળી નીકળી.

બાવાજીએ તે બૂટ પહેરવા માંડયો ત્યાં તો પગે ગોળ ચોંટયો. પછી તેમણે કેકુને બોલાવીને એવો તો ધમકાવ્યો કે કેકુ ખુબ રીસાઈ ગયો ને રડતો રડતો

બારણાંમાંથી નીકળી રસ્તા પર દોડવા લાગ્યો.

કેકુને બોલતાં આવડતું ન હતું. એ તો દોડયો દોડયો જાય છે. એને દોડતો જોઇને એક કુતરૂં તેની પાછળ દોડવા લાગ્યું. તેમ કેકુ વધારે દોડે. એમ કરતાં કરતાં બંને ઘણે દૂર નીકળી ગયા, ઠેઠ ગામ બહાર. ત્યાં એક જંગલ આવ્યું.

જંગલને જોઇને કેકુને બહુ મઝા પડી. એને જંગલ જોવું જ હતું. બહુ સારૂં થયું કે બાવાજીએ મને ધમકાવ્યો.



વાહ ! હવે હું તો આ જંગલમાંજ રહીશ ને મેવા ખાઈશ ને ફુલો સુંઘીશ. માયજી કહેતાં હતાં કે જંગલમાં તો બહુ સુગંધિદાર ફુલો થાય. એમ કેકુએ વિચાર કર્યો.

એટલામાં એણે એક પતંગિયું જોયું. તે ખુશ થઈ બોલી ઉઠયો —વાહ ! ભાઈ વાહ ! આ તો બહુ મઝાનું પંખી છે, લાવ એને પકડું.



તે પતંગિયા પાછળ દોડવા લાગ્યો. તેને દોડતો જોઈને જંગલવાસી પ્રાણીઓ ટટાર થઈને જોવા લાગ્યાં. સસલાં, દેડકાં, ઉંદરડાં, શિયાળ વગેરે પોતપોતાના ઘરમાંથી બહાર આવ્યાં. કેકુને જોઈને ચકિત થઈ તેઓ એક બીજાને પૂછવા લાગ્યાં, કે આ વળી કોણ નવું પ્રાણી આવ્યું છે?

તેમણે કેકુના જેવું પ્રાણી જંગલમાં કદિ જોયું ન હતું.

હિંમત કરીને એક સસલાભાઈએ પૂછયું કેઃ ઓ બેપગા ભાઈ, ક્યાં જાઓ છો ?

પણ કેકુએ કાંઈ જવાબ આપ્યો નહિ. તેણે તો પતંગિયાની પાછળ દોડ્યાજ કર્યું. પણ પતંગિયું કાંઈ એમ હાથમાં આવે ? તે કોઈ ફુલ ઉપર બેસવા જાય, તે

ફુલ જોઇને કેકુને ફુલ સુંઘવાનું મન થઇ જાય. એટલે પતંગિયું ઉડી જાય. વળી થોડેક દૂર કોઇ જમરૂખના કે દાડમના ઝાડ પર બેસે. એટલે કેકુ જમરૂખ ને દાડમ તોડીને ખાય. એને ખાતાં આવડતું હતું. બોલતાં નહોતું આવડતું.



એમ કરતાં સાંજ પડી. તેથી તે એક પથરા પર બેસી ગયો. એને બ્હીક લાગવા માંડી તેથી રડવા લાગ્યો. એટલામાં બે સસલા ત્યાં આવી પહોંચ્યા. તેમાંના એકે પુછયું: કેમ બેપગા ભાઈ, કેમ રડો છો?

પણ કેકુએ કાંઇ જવાબ ન આપ્યો. તેમના સામું જોઇ રડવા લાગ્યો. તેથી સસલાભાઇએ કહ્યું કે: તમે અમારે ઘેર ચાલો. ત્યાં સારૂં સારૂં ખાવાનું છે ને પરાળનું બિછાનું છે.

કેકુ એ સમજ્યો ખરો. તે પત્થર પરથી ઉઠીને તેમની પાછળ ચાલવા લાગ્યો. સસલાઓ તેને પોતાને ઘેર લઈ ગયા. તેમણે કેકુને જમાડયો ને પરાળની પથારી કરી આપી સૂવાડયો.

સવારે તે ઉઠયો, ફળ ખાધાં, રમ્યો, કુદ્યો, ને ઉંઘ્યો. એમ કરતાં કરતાં ઘણા દિવસો નીકળી ગયા. ધીમે

ધીમે તે પ્રાણીઓની ભાષા સમજતો થયો. શિયાળ, મોર, ડુક્કર હરણ વગેરે પ્રાણીઓ સાથે એને દોસ્તી થઇ. રોજ તે ખાતો પીતો ને પોતાનાં ભાઇબંધો સાથે ખેલતો.

એમ બે ત્રણ મહિના થઇ ગયા. એક દિવસ તેને સળેખમ થયો શરદી લાગી ને ખાંસી થઇ. પેલા સસલાભાઇઓ એની ચાકરી કરવા લાગ્યા. તે બહુ સારા દોસ્તદાર હતા.

ત્રીજે દિવસે એનાં સળેખમ ને ખાંસી મટી ગયાં. પણ પેલાં સસલાઓને સળેખમ ને ખાંસી થયાં. ઘરમાં ને બહાર ખોં ખોં કરતાં તેઓ દોડાદોડ કરે. સસલાભાઇથી શાંત થઇને કેમ બેસી રહેવાય ?

પછી સળેખમ તો બહુ ચાલ્યો. સસલાં પાસેથી મોરને, અને મોર પાસેથી કોયલને. એમ બધાં પ્રાણીઓમાં સળેખમ ને ખાંસી ફેલાવા લાગ્યાં. થોડા દિવસ પછી કેટુને ઉટાટિયું ને ફોલ્લા થયા. બિચારા સસલા સારવાર કરતા હતા તેમને પણ ઉટાટિયું ને ફોલ્લાં થયા. ને પછી બધાં પ્રાણીઓમાં પણ ઉટાટિયું ને ફોલ્લા થવા લાગ્યાં.

એમ કરતાં કરતાં જાતજાતનાં તાવો, કોલા ખસ, કોઢ, જલંદર ને નાળફોટ એવા કંઇ કંઇ રોગ એક બીજામાંથી ઉત્પન્ન થઇને ફેલાવા લાગ્યા. ને બધાં પ્રાણીઓ તો દુઃખી દુઃખી થઇ ગયાં. રોજ કોઇનું માથું દુઃખે તો કોઇને ખાંસી આવે. કોઇના પેટમાં દુખે તો કોઇને ગોડ થાય. રોગચાળો સજ્જડ ચાલ્યો.

આખરે તેઓ કંટાળ્યા. બધાં ભેગાં થયાં. વિચાર કરતાં માલમ પડ્યું કે જ્યારથી આ બુચો આપણી સાથે આવીને રહ્યો ત્યારથી જ આપણે માથે આફત આવી પડી છે. શિયાળ સૌથી આગળ આવીને બોલ્યું કે સાચી વાત છે. આપણે કોઇ પણ રીતે એને અ-

હીંથી ખદેડી કાઢવો જોઇએ.

"ખરેખર કાઢવોજ જોઇએ" બિલાડી, કાબર ને કુકડ઼ર એકી-સાથે બોલી ઉઠયાં.

"બસ કાઢો કાઢો." ચોમેરથી અવાજ આવ્યા.

બીજે દિવસે રીતસરની સભા થઈ. આખા જંગલમાં દાંડી પીટાઇ ગઇ હતી. તેથી સૌ પ્રાણીઓ સભામાં જવાને ઉલ્રટયાં. સાપોળીયા દરમાંથો નીકળી આવ્યાં. માળામાંથી ચકલીઓ ને પોપટ આવ્યા. ફુલમાંથી ભમરા ને પતંગિયાં આવ્યાં. ખાબોચિયાંમાંથી દેડકાં આવ્યાં.

સૌએ ભેગાં મળીને શિયાળ ભાઇનેજ પ્રમુખ બનાવ્યા. તેનું શરીરે મોટું ને ભેજુંયે મોટું. શિયાળ તો ભારે ઉસ્તાદ હોય ને?

શિયાળભાઈએ સભાની શરૂઆત કરતાં કહ્યું કે "ભાઇઓ ને બહેનો, આપણે બધાં શા માટે એકઠાં થયાં છીએ તે તમે જાણો છો....એ.....એ.....ડાળીઓ પર બેઠેલી ખીસકોલીબ્હેન, હમણાં જરા અખરોટ ખાવાનું બંધ કરો. આ કાંઇ ખાવાનો વખત નથી.... ઠીક ત્યારે, જ્યારથી આ બુચો આપણે ત્યાં આવીને વસ્યો છે, ત્યારથી આપણે બધા રોગનો ભોગ થઇ ગયા છીએ; માટે.... દેડકાભાઇ, તમારૂં ડરૂક ડરૂક બંધ કરો. સભામાં ખલેલ થાય છે....ઠીક ત્યારે, એને કાઢવો જોઇએ."

"ખરી વાત છે" કોઇક બોલ્યું.

"ચૂપ રહો, શાંતિ."

"પંચ મોકલો" સસલાએ સૂચના કરી.

"ઠીક ત્યારે." પ્રમુખ સાહેબ બોલ્યા—"હું, મરઘીબ્હેન અને ઘુવડભાઈ ત્રણ જણાનું પંચ એ બુચા પાસે જઇશું ને તમારા સૌના નામથી તેને કહીશું કે તું અહીંથી ચાલ્યો જા. કેમ, છે કબૂલ?"

"કબૂલ, કબૂલ," સૌ પ્રાણીઓએ પોતપોતાની ભાષામાં ઉદ્દગાર કાઢયા. કેટલાકે માત્ર પાંખો



શિયાળભાઈના પ્રમુખપણે મળેલી
સભા. કેકુને કાઢી મૂકવાનો ઠરાવ.

ફફડાવીને ટેકો આપ્યો.

થઇ રહ્યું.

બીજે દિવસે શિયાળભાઈનું પંચ કેકુની પાસે આવ્યું ને તેને હુકમ સંભળાવ્યો. કેકુ તે ઠરાવ સાંભળીને ગુસ્સે થઈ ગયો પણ આખી જંગલની વસ્તીની ઇચ્છા સામે થઇને કેમ રહેવાય?

તે બાપડો રડતો રડતો ચાલી નીકળ્યો. તેણે શહેરનો રસ્તો દીઠો નહતો. છતાં તેણે ચાલ ચાલ કર્યા કીધું. કેટલેક દહાડે તેણે એક ઘર દીઠું. તેના ઓટલા પર એક બાઇ બેઠી હતી. તે ડગલો શીવતી હતી. કેકુને જોઇને તે સામી દોડી આવી ને તેને ઉંચકી લીધો ને બચ્ચીઓ ભરી.

કેકુ રડી પડયો ને એના માયજી પણ રડી પડ્યાં. કેકુએ કહ્યું કે માંયજી મને માફ કરો. હવે હું બાવાજીના બૂટમાં ગોળ નહિ ભરૂં.

કોણ જાણે શાથી, તેજ વખતે એની જીભ ઉઘડી, એનાથી બોલાઇ ગયું. એને બોલતાં આવડી ગયું.

અંદરથી બાવાજીનો અવાજ આવ્યો: બેટા, હવે હું બૂટ પહેરતો નથી. સપાટ–ચંપલ પહેરૂ છું.

નાંસેક પત્થા

ઇશ્વરલાલ વીમાવાળા



## મુખપૃષ્ઠ: બચુકલો વિમાની

એ કોણ છે! પુંઠા પર જેની છબી છે તે! એ અમેરિકાનો સૌથી બચુકલો વિમાની છે. એનું નામ ફારમેન પાર્કર. એણે ચૌદ વરસની ઉમ્મરે વિમાન ચલાવવાની વિદ્યાની પરીક્ષા આપીને ઉડવાનો પરવાનો મેળવ્યો. એ યુના૦ સ્ટેટ્સમાંના ઇંડીયાના રાજયમાંના એન્ડરસન–ગામનો વતની છે. ભાઇ સાહેબે પોતાનાજ વિમાનની પાસે ઉભા રહીને છબી પડાવી છે. અત્યારે સોળ વરસના છે.

૧૫૦૨૨



# વાડીમાં

બપોરના ત્રણેક વાગ્યા હશે અને અમે ગપ્પાં મારતાં બેઠાં હતાં, ત્યાં રમુ દોડતી દોડતી આવી.

"કાં ! મેં નો'તું કહ્યું !" આવતાં વેંતજ એણે શરૂ કર્યું: "કે આ ઘરડા માળીને હવે રજા આપવી જોઈએ. પણ બાઇ કયાં માને છે જે !"

"પણ થયું શું ?" માસી બોલ્યાં.

"અરે, આજે બાગમાં પેલા ગુલાબની ડાળીના કકડા રોપતો હતો. અને તેયે ત્રાંસા. એ તે કંઈ ઉગતા હશે ?"

"સાચ્ચી વાત" મેનુ ટહુકી. "છોડ માટે તો બી રોપવાં જોઇએ."

હું હસ્યો ને કહ્યું: "હા એજ કકડા ઉગશે, અને તમે જોવાનાં. એને કલમ કરી કહેવાય. એ ડાળીના ટુકડા તો શું પણ કેટલાક છોડનાં તો પાંદડાં રોપવાથીયે ફુટે ને નવો છોડ થાય."

"ગપ્પીદાસ, બતાવો જોઈએ." જયાએ હુકમ કર્યો.

"જુઓ. આ અમરવેલ." બગીચામાં અમરવેલના કુંડાં આગળ એમને લઈ જઈ મેં કહ્યું: "આ અમરવેલનાં પાંદડાંને કુંડામાં મૂકી તેના પર ભીની માટી પાથરી થોડું થોડું પાણી પાવાંમાં આવે તો એને મૂળ ખાગે ને નવો છોડ થાય. એવીજ એક જાતને એ

પરથી પાનફુટી કહેવામાં આવે છે."

"ઓહો" રાધાએ બગાસાં ખાતાં કહ્યું: "ત્યારે, મૂળમાંથી નવો છોડ થાય ખરો, એમ!"

"કેમ નહિ! લીલી ચાનાં મૂળનાં થડીયાંજ રોપવામાં આવે છે. વળી વડવાઈ એ પે એક જાતનાં વડનાં મૂળ થયાંને! રબરનું ઝાડ પણ એવી જ રીતે ઉગે છે."

"પણ ત્યારે આ બટાકાનું કેમ! એમાં બી તો જણાતું નથી." જયાને બટાકા વિના એકે શાક ન ભાવે, એટલે એને બટાકા તરતજ યાદ આવ્યા.

"બટાકા જોયા તો છે ને! એના પર થોડીક આંખ હોય છે. દરેકને ભાગ આંખ આવે એવી રીતે બટાકાના ટુકડા કરી એ ટુકડા રોપવામાં આવે છે."

"પણ એ આંખ એટલે શું!" રમુ બોલી.

"જ્યાંથી નવો અંકુર ફુટે તે. જુઓ આ નાની ડાળી પર જે ભાગ ઉપસેલો છે. અને જ્યાં અંકુર ફુટવાની તૈયારી છે, એ આંખ કહેવાય."

"એ તો જાણે સમજ્યાં; પણ કાંદા!" શાંતિને બટાકા પછી તરતજ કાંદા સાંભર્યા.

"કાંદાનો ઉપરનો ભાગ કાપી નાંખવામાં આવે છે. અને પછી એના બે ટુકડા કરી એ ટુકડા રોપવામાં આવે છે."

"અને શકરીઆં!" દેવકી બોલી ઉઠી.

"શકરીઆંના તો વેલા રોપવામાં આવે છે. જેમાં બે ત્રણ આંખ હોય એવો એકાદ વાર લાંબો વેલો લઈ એ આખો જમીનમાં દબાય એવી રીતે રોપવામાં આવે છે."

"ત્યારે હવે કંઈ રહી જાય છે કે!" શાંતિને ભૂખ લાગતાં એ ઉતાવળી થઇ.

"કેમ નહિ! સુરણ અને અળુની ગાંઠો રોપવામાં આવે છે. આદુ હળદરના પણ ગાંઠોના ટુકડા રોપાય છે. રતાળુના કંદના ટુકડા કરી એ ટુકડાઓ રોપવામાં આવે છે."

"આ તો ભાઇ નવુંજ નવું." જયા ટહુકી. "અત્યાર સુધી તો એમજ જાણતાં હતાં કે ફક્ત બી વાવવાથીજ

નવા છોડો થાય છે. પણ બી વિનાયે આવી જુદી જુદી રીતે છોડો ઉત્પન્ન થાય છે એ તો આજજ જાણ્યું.”

“હજી તો બીજી કેટલીયે રીતો છે. પણ આજે તો આટલુંજ. તમને ભૂખ લાગી છે ને મારે પણ ખાવું છે.”

એમ સૌ ઘરમાં ગયાં.

રા૦ અંબુ ૬૦ વશી



## ગોઠવી દેશો !

નીચેનાં ઉખાણાંના જવાબો ભૂલથી ફેરફેર થઇ ગયા છે. તમે જરા તસ્દી લઇ વાજબી રીતે ગોઠવી દેશો !

નગરમાં નાગી ફરે
વનમાં પહેરે ચીર
તેવાં ફળ લઈ આવજો
મારી સગી નણંદના વીર......ઘડિયાળ

પહાડ ઉપર પહાડ
ઉપર ચંપેલીનું ઝાડ
માળી તોડે નો તોડાય નહિ
રાજા સુંઘે તો સુંઘાય નહિ......તરવાર

કાળી છું રે કાળી છું
કાળા ઘરમાં રહેતી છું
લાલ પાણી પીતી છું
હુકમને જવાબ દઉં છું......સોપારી

ટક ટક કરતું ફણસલું
નાના મોટા પગ
મોટો ચાલે બાર ગાઉ
તો નાનો ચાલે ડગ......ચાંદો સૂરજ

# કાગડો કાળો કેમ ?

લેખકઃ
શ્રી
નરીમાન
ગોળવાળા

અગાઉ બધાં પશુપક્ષીઓ સફેદ હતાં—દૂધ જેવાં ધોળાં હતાં. બધાં હળીમળીને સાથે રહેતાં. માત્ર બગલી અને કાગડાને કોઇ સાથે બનતું નહિ. કાગડાના કાઆકાઆથી બધાં પક્ષીઓને કંટાળો આવતો અને બગલીની મૂર્ખાઇ પર તેઓ સર્વ હસતાં. બગલી અને કાગડો એ બધાંથી જૂદાં રહેતાં. તેઓ સાથે ફરતાં, સાથે જમતાં; કોઇ દિવસ લડીયે પડતાં પણ સાંજ પડતાં તો ફરી બંને મિત્ર થઇ જતાં.

પશુપક્ષીઓમાં બધાજ સફેદ. આખો વખત સફેદાઈ જોઇ જોઇને તેઓને કંટાળો આવતો. અંતે તેઓએ એક સભા ભરી. પોતાનાં શરીર જૂદા જૂદા રંગોથા રંગવાનું તેઓએ ઠરાવ્યું. પરસ્પર એક બીજાને રંગવા એવું પણ તેઓએ નક્કી કરી લીધું. ઠરાવ અનુસાર સઘળાં રંગાયાં. બગલી અને કાગડાનો ભાવ કોઇએ પૂછ્યો નહિ. તેઓના મોં લેવાઇ ગયાં પણ તેઓ હિમ્મત હાર્યાં નહિ. કાગડાએ બગલીને કહ્યું કે હું તને રંગીશ; અને બગલીએ કાગડા પર પીંછી લગાડવાનું કબૂલ કર્યું.



પશુપક્ષીઓના ટોળાંમાંથી બગલી એક કુંડું ઉપાડી લાવી. ઉતાવળમાં અને રંગવાની ખુશાલીમાં

પોતે કયો રંગ ઉપાડી લાવી હતી તે પણ જોયું નહિ. એ કુંડામાં કાળો રંગ હતો. હવે શું કરવું? કાંઇ નહિ. સફેદ બેઠક પર અહીં તહીં કાળી છાંટ સરસ દીપી રહેશે એમ ધારી તેઓએ કામ શરૂ કીધું. પહેલાં કાગડાએ પીંછી હાથમાં લીધી અને બગલીને રંગવાનું કામ શરૂ કર્યું. તેણે તેની પાંખ પર અહીં તહીં પીંછી લગાવી અને સુંદર આકૃતિ કાઢી. કામ પૂરૂં થતાં બગલી નદી કિનારે દોડી. પાણીમાં પોતાનું શરીર જોઇને તે આનંદમાં આવી ગઈ. તેણે કાગડાને ધન્યવાદ આપ્યો કે "વહાલા કાગડા, તું ખરેજ ચિત્રકાર છે. ચાલ, હવે હું તને રંગીશ."

તેણે પીંછી રંગમાં બોળી અને કાગડા પર કામ શરૂ કર્યું.

"સંભાળ, સંભાળ," કાગડો વચમાં બોલી ઉઠયો. તેણે પાંખો ફફડાવી. બગલીએ તેને ઠપકો આપ્યો કે "તું આમ પાંખો ફફડાવે, તો મારાથી કામ કેમ થાય? ચાલ, સીધો બેસ, હાલતો ના."

બગલીએ ફરી પીંછી કુંડામાં બોળી. "અરે અરે" કાગડાએ બૂમ પાડી "તેં કેટલો બધો રંગ પીંછીમાં લીધો છે?"

એની દરકાર કર્યા વગર બગલીએ તો કાગડાના ડોકે પીંછી ફેરવવા માંડી. ગરદન આસપાસ સુંદર આકૃતિ કાઢી. પાંખ પર અહીં તહીં છાંટ કાઢી. કાગડાનું રૂપ દીપી ઉઠયું. "વાહ! શો સુંદર!" બગલી બોલી.

કાગડો દોડયો નદી કિનારે. પાણીમાં જોતાંજ તેણે બૂમ પાડી, "મર મર મૂરખ! આ તે કંઈ રંગ કહેવાય? આ તે કંઇ ચિત્રામણ છે? છોકરી તે છોકરી! તને રંગતાં આવડે તો ને? જા, તારી આગળ હું બેસીશજ નહિ."

"તું છેજ એવો નગુણો." બગલી બોલી, "બાકી મને ક્યાં તારી ગરજ છે? મારૂં રંગેલું

તને નથી ગમતું, તો લે મુઆ” એમ કહી બગલીએ તો રંગનું કુંડુંજ કાગડા પર ફેંક્યું. બધો કાળો રંગ કાગડા પર પડયો. તે આખો કાળો થઇ ગયો.

એસ્કીમો લોકોની આ દંત-કથા છે; કહેવાય છે કે તે દિવસથી કાગડો કાળો થયો છે.



## પન્દર વરસના !

આ છબીમાં ઉભા છે તે બાબસાહેબ પન્દર વરસના છે નામે જેક ફ્રાર્દ. અમેરિકાના કેલીફોર્નિયા પ્રાંતના વેનીસ નામે શહેરના છે. આટલી ઉમ્મરે તો તે એન્જીન સરસ રીતે ચલાવી શકે છે. એનું પોતાનું એન્જીન એ આખા પ્રાંતનું નાનામાં નાનું એન્જીન છે અને લોકો નવાઇ તરીકે એને જોવા ઉભરે છે, કેમકે એના કરતાં એનું એન્જીન નાનું છે. પોતે તાડના ત્રીજા ભાગ જેવા છે. ઉંચાઇ સાત ફુટ ચાર ઇંચ છે અને ફક્ત ૨૩૭ રતલ (એટલે કે આશરે ૩ મણ) વજન ધરાવે છે. બોલામાં સાંકડી પાટલુન પણ એને માટે ટુંકી પડે છે. અને તેથી, ચિત્રમાં દેખાશે તે પ્રમાણે એને સાંધા જોડવા પડેલ છે. એ સૌથી નાનામાં નાના એન્જીન ચલાવનાર છે ને હજુ તો બાઈ ... વજનમાં ને ઉંચાઇમાં [illegible]

! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! ! !

? કોણ ચઢે ?— ?

? ?

# હીરો કે કોયલો ?

? ?

હીરો:

અલ્યા, તું મારી પાસે ?

કોયલો:

કેમ ! તારો ને મારો તો હંમેશનો સંગાથ !

હીરો:

હંમેશનો સંગાથ છે ? જા, જા, બડાશમારૂ, દૂર થા અહીંથી.

કોયલો:

તું મારી વાત જુઠી માને છે ? આપણે તો સગા ભાઇ.

હીરો:

જા, જા, ચોરી ઉપર વળી શિરજોરી. અત્યાર સુધી હંમેશનો સાથી બનતો હતો. હવે વળી ભાઇ બનવા લાગ્યો. હું ગોરો ગોરો ફૂટડો ને તું તો કાળો મેશ. ભલા, કોણ કહેશે કે તું મારો ભાઇ છે ?

કોયલો:

અરે, હું તારો સગો ભાઇજ નહિ પણ સગ્ગો મોટો ભાઇ થાઉં. એકજ બાપને ત્યાં પહેલો હું જનમ્યું છું ને પછી તું જનમે છે.

હીરો: (મશ્કરીમાં)

ત્યારેજ તો આપણે એક સરખા દેખાઇએ છીયે !

કોયલો:

એ તો જેવો કુદરતી દેખાવ. એમ તો દેવ ને રાક્ષસ પણ ભાઇઓજ હતા ને !

હીરો:

સોળ આના સાચું. પણ રાક્ષસ તો તુંજ થયો. કારણ કે તું મારો મોટો-ભાઇ બનવા માગે છે. વળી રાક્ષસ જ બિહામણા હોય.

કોયલો:

કોણ રાક્ષસ છે અને કોણ દેવ છે એ તો કર્મથી જણાશે. મોંઢે કહેવાથી શો લાભ ? વળી દેવોના પાસબાનોજ રાક્ષસોને ગાળ દેતા આવ્યા છે. ખરી રીતે જોશો તો માલુમ પડશે કે હંમેશા

બિચારા અસુરોજ દેવતાઓથી છેતરાયા છે.

હીરો:

ઠીક, ઠીક. હવે રહેવા દે તારૂં ડહાપણ. ને ચાલ, આપણે પોતપોતાની કરણી તો જોઇએ કે મારા મોટાભાઇ તરીકેની તારી લાયકાત શી શી છે તે માલુમ પડે.

કોયલો:

ભલે, ભલે. તનેજ તારી મોટાઇનું ભારે ગુમાન છે માટે ચાલ તુંજ પહેલાં તારા ગુણ ગણાવ.

હીરો:

મારો ભાઇ બનવા આવે છે પણ મારા ગુણોની તો તને જરા ખબર નથી. નથી તો ભલે, પણ શું તારી આંખો પણ ફુટી ગઇ છે? પહેલાં તો મારૂં રૂપજ જો. મારામાં બીજા ગુણ નહિ હોય, તો યે આ એકજ મારી વડાઇ સિદ્ધ કરવા બસ છે. હું જ્યાં પડયો હોઉં ત્યાં સુરજની માફક પ્રકાશું છું. મારામાંથી રંગબેરંગી કિરણો ઝર્યા કરે છે. જોનારની નજર ખુલી જાય છે, તે ખુશ ખુશ થઈ જાય છે.

કોયલો:

માટેજ તને ચેતાવું છું કે તારા હાડા હવે ભરાઈ ચુકયા છે. હવે હાથવેંતમાંજ એવો જમાનો છે કે દુનિયામાં તારો ભાવ નહિ પૂછાય. લોકો બનાવટી ઘરેણાંને બદલે સાચા ઘરેણાં પહેરતા થશે. ગરીબાઈ તવંગરીના ખાડાટેકરા અને આડાઅવળા રસ્તાને છોડીને દુનિયા હવે સીધા અને સપાટ રસ્તે ચાલશે.

હીરો:

અહાહાહા! જોઇશું કે માણસો એવા તે કયા ખરાં ઘરેણાં ખોળી કાઢે છે? જોઈએ તો ખરા કે એ સીધો રસ્તો કયો! અરે એવો સીધો રસ્તો બની પણ ગયો તો એના સીધાપણાને લીધેજ એની વધી પડેલી લંબાઈ દેખી માણસો હેબતાઇ જશે હેબતાઇ. ગમે તેમ—

કોયલો:

નહિ, નહિ, એનું સીધાપણું લોકના ઉત્સાહને બમણો કરી દેશે, કારણ કે જવાનું ઠેકાણું સામેજ દેખાતું થશેને!

હીરો:

તે વખત જ્યારે આવશે ત્યારે જોઈ લઇશું. વચમાંજ હું શું કરવા મારૂં વડ પણ ગુમાવું! મને કંઇ એ સહેલમાંજ મળેલું કે? ત્યાં સુધી તો તારી આ વણમાગી સલાહ દેવા માટે મહેરબાની!

કોયલો:

શું કહે છે? તું ખાણની બહાર આવે ત્યારે તો કાંકરા જેવો હોય છે. આ બનાવટી રૂપ આપનારા તો પહેલપાસા છે. તારામાં વળી અજવાળું કેવું? તારા પર જેવી છાયા કે આભા પડે તેવો તું બની બેસે છે. ગંગા ગયા કે ગંગાદાસ ને જમના ગયા કે જમનાદાસ. તું કોઇ અંધારે ખુણે પડયો હોય તો લોકોની ઠોકરે—

હીરો:

વાત વાતમાં તપી ગયો? જરા પુરૂં સાંભળો તો લે. સાંભળ. હું શહેનશાહોના માથા પર બિરાજું છું. દેવોના મુગટ પણ મારા વડેજ શોભે છે. સ્ત્રીઓના ઘરેણાં પણ મારા વડેજ—

કોયલો:

હાહાહાહા! તું તારે લીધે કંઇક રાજાઓના માથાં કપાવે છે, મોટા મોટા રાજ્યોને પાયમાલ કરે છે. દેવતાઓના મુગટમાં તને જડીએ તો દેવો પોતાના ઉપર ખુશ થશે એવા ખોટા ખ્યાલમાં માણસને તું નાંખે છે. સ્ત્રીઓના કુદરતી રૂપમાં તો તારાથી જરાયે વધારો નથી થતો.

હીરો:

જા, જા, જા. મોટા મોટા ખજાનામાં કેટકેટલા જાપતાથી રાજ્યો મારી સંભાળ રાખે છે. મારે માટે ચોકી પહેરા ચાલુ રહે છે. તારી માફક ગલીયે ગલીયે નથી રખડતો. મારૂં સાટું મોટા મોટા ખજાનાથી થાય છે. તારી માફક દોઢીયાનો દોઢશેર નથી જોખાતો.

કોયલો:

બલિહારી, વાહ! સો સો તાળામાં બંદીવાન બનીને સોનાની બેડીઓમાં જકડાઇને તું પોતાને મોટા માને તો ભલે માને! તારી અક્કલ પર આફરીન! હું તો સ્વતંત્ર ને છૂટા રહી ઠેકઠેકાણે ઘુમવામાંજ મઝા માણું છું. અને તારી કિંમત તને યાદ છે, કે હું બતાવું? પંજાબના રાજા પેલા રણજીતસિંહે આંકી હતી—પાંચ ખાસડાં, સાંભળ્યું કે!

હીરો:

નાને મોંઢે મોટી વાત રહેવા દે. તું તો હંમેશ સળગતો ને સળગતો. બીજાની ચઢતી તું કયારે દેખી શકયો છે!

કોયલો:

હા, હું સળગું છું, પણ બીજાનેજ માટે—મારે માટે બીજાને તો નથી

બાળતો ને ! મારા વડે મોટા મોટા કારખાના ચાલે છે, આગગાડી ચાલે છે. લોકોને ઘેર રસોઈ થાય છે. હું બળીને ગરીબોની નોકરી બજાવું છું. તારા કરતાં હું જ સૌને ખપમાં આવું છું. લોકો મારા વડે પૈસાવાળા થાય છે.

હીરો:

એ પૈસાદારોને મારા વિના કદી પણ ચાલે છે !——

કોયલો:

તું મારો નાનો ભાઈ—તે તારી આબરૂને ખાતરજ મારી આ જહેમત. પણ તું તો પત્થર જેવો નીકળ્યો. તને એનું ક્યાં ભાન છે !

હીરો:

તારી ઉદારતા રહેવા દે હવે. આવી વાતોમાં ફસાઈ હું મારો રસ્તો છોડવાનો નથી !

કોયલો:

ઠીક, મારા નાના ભાઈ, તને ઇશ્વર ખરી અક્કલ સુઝાડે એવો મારો આશીર્વાદ છે.

હીરો:

ઓ બાપ રે !! શું ખરેખર તું મારો મોટો ને હું તારો નાનો ભાઈ—

કોયલો:

ખરેખર. એ તો ચોકખીજ વાત છે. તેમાં ફેર પડે તેમ નથી. જમીનમાંથી આપણે નીકળીએ. પહેલાં કોલસો, પછીજ હીરો.

હીરો:

હા, હા હા, હા ! માણસના વડવા વાંદરા ખરાને, તેમ !

કોયલો:

એ તો તારા જેવો ડહાપણનો ભંડાર જાણે તે ખરૂં. મારા જેવો મૂરખ આવા અઘરા વિષયોને શું સમજી શકે !

હીરો:

ગમે તેમ, પણ તેં તારા હૃદયનું કાળાપણું તો કબુલ કર્યું જ. તું હાર્યો.

કોયલો:

પણ મારા ઉપર એવું કાળાપણું છે જે સઘળે અજવાળું ઉપજાવે છે. એવું અજવાળું તારા અંતરમાં પણ થાય એવું ભગવાન કરો. જા, ભાઇ.

૨૧૦ ઇશ્વરલાલ વૈદ્ય

# ચિ * ત્ર * વા * ર્તા

નીચે પાંચ છબી આપેલી છે. એ પાંચ છબીમાં એક આખી વાત છે. તમે છબી પરથી એ વાત બનાવી કાઢો તો જોઉં ? તમે વાત બનાવી રહો, પછી ૬૫ મે પાને જોજો.............................

(૧)



(૪)



(૫)



( ચિત્રકારઃ સ્વ૦ રસિક )

# રાધાનો હાથી

લઇને મુજ દફ્તર કરમાંય
જતો હતો નિશાળે જ્યાંય
મારા મામાની દીકરી
રાધા રસ્તે સામી મળી
પાંચ વરસની નાની બાળ
રાધા પર મુજને બહુ વહાલ



ધીમે ધીમે
ચાલે એહ
પાછળ હાથી
આવે એક
હાથી ચાલે
ધીમી ચાલ
માવત પણ
ઠંડો રખવાળ

રાધા થોભે, અટકે એહ
આગળ નહિ જવાનો ટેક
હાથી પર અંબાડી ખરી
શોભા તેથી થાયે ઘણી



બાળાઃ બોલ, ટીપુ, એકડે એક, બગડે બેય..............




પણ એ હાથીની શી વાત?
રહે રાધાની છેક પછાત
કારણ તમને તેનું કહું?
મારા મનમાં ગમ્મત લહું.

હાથીને તો પૈડાં ચાર
બાંધેલો રાધાએ તાર
તેનો છેડો લઈ કરમાંય
રાધા એને ખેંચી જાય

વિજયા દશમીને તહેવાર
મામે દીધા રૂપીયા ચાર
મેળામાં રાધા પણ ગઈ
હાથી લઈને પાછી ફરી

તે હાથી લઈને એ રમે
મુજને તે જોવું બહુ ગમે






અમારા ઘર પછવાડે એક હાથીથાન છે. એમાં બે હાથણી ને એક હાથી રહે છે. ગઈ સાલજ એક હાથણીને બચ્ચું આવ્યું. બચ્ચુંય કાંઇ જેવું તેવું નહિ; મોટા વાછડા જેવડું તો ખરૂંજ ને! એ તો હાથીનું બચ્ચું. બીજા કોઇ પ્રાણીનું નહિ. સિંહ વનનો રાજા, પણ વનમાં મોટો તો હાથી.

હાથીને કયાંકથી પકડીને આણેલા. કુતરા જેમ હાથી કાંઇ ગામમાંથી ન પકડાય. હાથી તો મોટા મોટા જંગલોમાં રહે. લંકામાં, બ્રહ્મદેશમાં ને આફ્રીકામાં હાથીના ટોળેટોળા રહે છે.

શિકારી માણસો ત્યાંથી એને લાવે. એક ઉંડો એવો ખાડો કરે, પછી એના ઉપર પાટિયા ગોઠવે

ને તેના ઉપર ઘાસ ઉગાડે. ફરતાં ફરતાં હાથી ત્યાં આવે એટલે ઘાસ ખાવા જાય, ત્યાં તો પાટિયાં તૂટી પડે ને હાથી ખાડામાં પડે. પછી હાથી પકડાય.

હાથીને મોટી મોટી સાંકળોથી બાંધી રાખે. હાથી બીજા કોઇને પાસે ન આવવા દે; એક માવતનું કહ્યું માને. માવત પણ ભારે! હાથી ગડબડ કરે તો અંકુશ મારે. આવડો મોટો હાથી એક અંકુશ આગળ રાંક!

રોજ સવારે માવત હાથીને પાણી પાવા કાઢે. હાથી ઝૂલતો ઝૂલતો ચાલે. મકનિયો હાથી તો જાણે મોટો રાજા હોય એમ ચાલે. એમ કહીએ

" ઝૂલ મકનિયા ઝૂલ
ઝૂલ મકનિયા ઝૂલ
તારી સૂંઢમાં કમળ ફુલ. "

નાનાં છોકરાં હાથી વાંસે ધૂળ ઉડાડતા જાય ને બોલતાં જાય:

"હાથી હોલ્લો
માવત મોલ્લો."

હાથી નીકળે ત્યારે કેટલાય કુતરા ભસ્યા કરે, પણ હાથીને શું? એ તો ચાલ્યો જાય. પાછું વાળીનેય કોણ જુએ? કોઇવાર ગમ્મત કરવી હોય તો જરાક બીવડાવે ખરો. પણ કોઇને મારે નહિ. હાથી મનમાં કહેતો હશે, કુતરાંને શું મારવાં'તાં? એ તો સૂંઢમાં પકડીને પછાડું કે ભૂકકે ભૂક્કા. વાત કાંઇ ખોટી નથી. ઝાડની ડાળી હાથી સૂંઢ ભેરવીને કડાક કરતી તોડી નાખે.

હાથી નદીએ જાય, અમેય બધા પાછળ પાછળ જઇએ. હાથી પાણીમાં પડયા પછી કેમેય કર્યો બહાર ન નીકળે. એ તો સૂંઢથી વાંસા ઉપર પાણી ઉડાડયાજ કરે. ખીજાય તો તો સૂંઢમાં પાણી ભરી એવું ઉડાડે કે જાણે કાંકરા ઉડયા.

હાથીખાનાનો હાથી એક

વાર તોફાને ચઢી ગયો. ચીસેચીસ પાડે: સાંકળ તોડી ને બારણું ભાંગીને બહાર આવ્યો. ગામના માણસો બીધાં, તે બધાં ઘરમાં પેસી ગયાં. હાથી માવત ઉપરે ખીજાયેલો એટલે માવત કહે, " આજ હું પાસે નહિ જાઉં." પછી અમારા દરબારે પરગામથી બે માવતો બોલાવ્યા. પછી મોટા મોટા ચીપીઆ લઇ ત્રણે માવતે હાથીને પકડીને બાંધ્યો.

હાથીને કાંઇ બીજા જેવા મૂઢ ન સમજતા. માવતનું કામ બહુ સરસ રીતે કરે. બધું સાનમાં સમજી જાય.

પાછો ઓળખે કે આ રાજા, આ માવત. આ રોટલા આપનારો, આ રાતબમાંથી ખાઈ જનારો.

એક માવત રોજ હાથીનો ગોળ ખાઈ જાય. હાથી બીચારો શું કરે? હાથીએ વાત મનમાં રાખી. એક દિવસ માવતને એણે સૂંઢ વડે પકડયો, પછી પોતાના પગ વડે એનો એક પગ દાબ્યો ને બીજો પગ સૂંઢથી પકડી એનાં ચીરાડીયા કરી નાખ્યાં.

હાથી કશું ભુલી ન જાય. એક દરજી પોતાની દુકાન પાસેથી હાથી નીકળે ત્યારે એને ખાવાનું આપે. એક દિવસ દરજીએ હાથીની સૂંઢમાં સોય મારી. વાત મનમાં રાખીને હાથીએ સૂંઢમાં ગંદુ પાણી ભરી આણ્યું ને દુકાન બધી ગંદા પાણીથી ભરી દીધી!

લંકા ને બ્રહ્મદેશમાં તો બધાં હાથી પાસે કામ કરાવે. હાથી લાકડાં ખડકે, લાકડાં ઉપાડીને એક જગ્યાએથી બીજે લઇ જાય, રેલ્વેના પાટા પણ ઉપાડે. એમ તો હાથી ઘણુંય કામ કરે એવું પ્રાણી છે, પણ આપણા રાજાઓ તો એને શોભા રૂપે રાખે છે. બાર મહિને એક સ્વારીના કામમાં લે.

હાથી રાખવો રાજાને પાલવે. કેટલુંય ઘાસ ખાય ને કેટલુંય બગાડે.

આગળના વખતમાં તો રાજાઓ હાથીઓ ઉપર ચડીને લડવા જતા. કિલ્લાના મોટા દરવાજા તોડવા હોય તો હાથીનુંજ કામ. દરવાજા આડો એક ઉંટ રાખીને હાથી એના ઉપર માથું મારે. કાં તો દરવાજો ઉઘડી જાય ને કાં તો તૂટીને હેઠે પડે.

કહે છે, "હાથી જીવતો લાખનો ને મરે ત્યારે સવા લાખનો." એ સાચીજ વાત: મરે ત્યારે એના હાડકા ને ચામડા બધુંય કામ આવે. આપણે ત્યાં હાથીદાંત કરીને કહેવામાં આવે છે એ તો હાથીના હાડકાં. બાકી દંતુશળ એટલે સાચા દાંતની ચૂડીઓ તો બહુ મોંઘી મળે. એ તો રાજાની રાણીઓ પહેરે.

મધ્ય આફ્રિકામાં એક જોવા જેવી જગ્યા છે. જે હાથીને મરવું હોય તે ત્યાં જાય ને મરે. એક સાહેબ ત્યાં ગયેલો, ત્યાં તો કેટલાય હાથીદાંત પડેલા. પછી સાહેબ તો ઘણા હાથી દાંત ભેળા કરીને લાવ્યો.

હાથીની તો ઘણીય વાતો છે. પણ હવે આટલેથી બસ.

રાo ગિજુભાઇ





# હજુરીયાની ચાલાકી

એક હતો રાજા. મિજાજનો ભરેલો. સ્વભાવનો આકળો ભૂત. રીસની બંબુડી.

એક વેળા રાજાજી બેઠા છે. હજુરીયો મહારાજને શરબતનો પ્યાલો ભરીને આપે છે.

ત્યાં નશીબ જોગે એક ટીપું રાજાજીની કીમતી પોશાક ઉપર હજુરીયાથી ઢળ્યું !

રાજા તો ગુસ્સાથી રાતો પીળો થઇ ગયો. નોકર સામે દાંત કચકચાવી બોલ્યો: "પાજી, હમણાંજ તારી બેદરકારી માટે તને ફાંસીએ ચડાવવાનો હુકમ કરૂં છું."

હજુરીઓ સમજ્યો કે વાત વંઠી. તે મગજનો શાંત હતો. તેણે ધીમે રહી આખી બાટલી રાજાજીના કીમતી ડગલા ઉપર ઢોળી દીધી ! આખો પોશાક શરબતથી ખરડાઇ ગયો.

હવે તો રાજાના ગુસ્સાનું પૂછવું જ શું ? એ તો ક્રોધથી ધુંઆંફુંઆં થઇ ગયો. હજુરીયાને કહેઃ "નીચ, નાલાયક ! આમ મારી હાજરીમાં આવું છડેચોક મારૂં અપમાન કરવાની તું શેખી કેમ કરી રહ્યો છે ? તને શું મોતનો જરા પણ ભય નથી ?"

હજુરીયો નમ્રતાથી હાથ જોડી બોલ્યો: "મહારાજ, મેં તો આપના ભલાને માટેજ આ પગલું ભર્યું છે."

રાજાને ભારે નવાઇ લાગી. "અલ્યા, તેં જાણી જોઇને શીશી

ઢોળી, છતાં કહે છે કે મારા ભલા માટે? તારૂં મગજ તો ઠેકાણે છે ને?"

એટલીજ શાંતિથી પેલો બોલ્યો: "હા, મહારાજ. જો પ્રજામાં એમ વાત ફેલાય કે આપણા રાજાજીએ શરબતનું એક ટીપું અજાણતાથી પોશાક પર પડી જવાના નજીવા વાંકસર એક નિમકહલાલ નિરપરાધી નોકરને ઠાર મરાવ્યો છે તો આપની અપકીર્તિને આરો ન રહે. એ અપકીર્તિમાંથી આપને ઉગારવા મેં આખો શીશો આપના પોશાક ઉપર ઢોળ્યો. હવે આપ સજા કરશો તો તેમાં આપની કોઇ નિન્દા નહિ કરે. તે સજા હવે વ્યાજબી કહેવાશે. મરતાં મરતાં પણ મહારાજને અપજશ અપાવવામાં હું શું કામ નિમિત્ત બનું?

હજુરીયાનો જવાબ સાંભળી રાજા તો સડકજ બની ગયો. તેણે તરતજ માફી આપી.

આમ પોતાની હાજરજવાબી ને શાંત મગજે કામ કરવાની ટેવથી હજુરીયો મોતના મ્હોંમાંથી બચી શકયો.

૨૧૦ રમણલાલ શાહ

---

**આ શું છે?**

જુદા જુદા પ્રાણીઓના જુદા જુદા અવયવો લઇ આ એક નવું જ પ્રાણી બનાવેલું છે. એમાં કયું કયું અંગ કયા પ્રાણીનું છે તે શોધી કાઢો, જોઇએ!!



# જમાલમીંયાનું જાદુ

જમાલ જાદુગર ભારે ચાલાક. એને મંતર જંતર બહુ આવડે. એની પાસે લાકડાના નવ દડા હતા. એ નવ દડા જાણે એના પાળેલા ચાકર જેવા જ. એના કહ્યા મુજબ જ ચાલે. કહ્યા મુજબ અદ્ધર લટકે. જમાલ જાદુગર જ્યારે એ દડાઓને ઉછાળે ત્યારે દડાની ગમ્મત જોવા આખા ગામનાં છોકરાં ટોળે મળે.



એક દહાડો જમાલે ગમ્મત કરી. રોજ તો એ સૌ પાસે પૈસા માંગે. તે દહાડે એણે બધા છોકરાંને ભેળાં કર્યાં અને કહ્યું: પોરીયાઓ, ચાલો. આજે તમને હું ઇનામ આપું. મારું ઉખાણું છોડે તેને એક રૂપિયો મળે.

જુઓ, હું નવ દડા ઉછાળું છું. ઉછાળીશ એટલે હવામાં અદ્ધર ઉભા રહેશે. એવા ઉભા રહેશે કે ત્રણ ત્રણ દડા સીધી લીટીમાં હોય. જરા આડા નહિ કે



મધપૂડો] વસાદનો પૂલ : જુનો ને નવો [ગાંડીવ

જરા ટેડા નહિ. પછી કયા કયા દડા સીધી લીટીએ છે તે જણાવે તેને ઈનામ મળે.

પછી જમાલકાકાએ તો દડા ઉછાળ્યા. હોઠ ફફડાવે ને મંતર ભણે. દડા તો જઈને આકાશમાં ઉભા રહ્યા. જરા હાલે નહિ કે ચાલે નહિ.

પછી જમાલમીંયા હાથ નચાવતા ઉભા રહ્યાઃ બોલો છોકરાઓ, શું કહો છો?

*   *   *

છબી જુઓ. છબીમાં જમાલમીંયા હસતા હસતા ઉભા છે. એના હાથનો લટકો તો જુઓ. એની પાઘડીનું ફુમતું યે જુઓ. પણ તે પછી જુઓ દડાને. નવ દડા કેવા સરસ ગોઠવાયા છે! હવે કયા ત્રણ ત્રણ સીધી લીટીમાં છે, તે ખોળી કાઢો. આંખ વતીજ શોધજો, હો; સીસાપેન ના લેતા.



## અમલ એટલે ?

૧ અમલ એટલે હકુમત ( રાજાનો )
૨ અમલ એટલે કેફ ( દારૂ તાડીનો )
૩ અમલ એટલે બજાવણી ( કામની )
૪ અમલ એટલે ચોકખું–સ્વચ્છ–મળ વિનાનું.

પહેલા ત્રણ અર્થવાળો શબ્દ મૂળ ફારસી ભાષામાંથી ગુજરાતીમાં આવ્યો છે. ચોથો શબ્દ એ ને એ છે પણ સંસ્કૃતમાંથી આવેલો છે.



# સંતાકુકડી

મારી નાની અગાશીમાં
એક કબૂતર આવે છે.
નાની સરખી બખોલ છે,
તેમાં દાણો લાવે છે.
કબુતર ને કબુતરી
બેઠાં બેઠાં ખાય છે.
સાથે સાથે ખાધા કેડે
સાથે ફરવા જાય છે.
એક દહાડો દાણો લઇને
કબુતર ભાઇ આવ્યા.
ખાવાનું તો મળ્યું ભાવતું
તેથી હસતા આવ્યા.
માળા પાસે આવ્યા ત્યાં તો
હસવું બધું ઉડી ગયું!

કબુતરીબાઇ ના દેખાયાં,
મનડું દુઃખમાં ડૂબી ગયું.
દાણો માળામાં મૂકીને
કબુતરભાઇ શોધ કરે.
છાપરે જોયું, છતમાં જોયું
આમ ફરે ને તેમ ફરે
એટલામાં તો કબુતરીબાઈ
એક ખુણેથી નીકળ્યાં.
હસતાં હસતાં કુદતાં કુદતાં
માળામાંહિ પેસી ગયાં.
કબુતરભાઇ આવ્યા દોડતા
કબુતરીબાઇ ક્યાં ગયાં?
હું તો રમતી સંતાકુકડી
કેમ તમે ગભરાયા?

કબુતરભાઇ પણ હસતા હસતા
માળામાં ભરાયા
પછી બંનેએ ખાધું
પીધું
ને
મઝા કરી



ન. વી.

બ્રહ્મદેશ બહુ જુનો દેશ છે. પણ બુદ્ધ ધર્મની ચોપડીઓમાં એનું નામ જુદુંજ છેઃ સુવર્ણભૂમિ. એ સોનાના દેશ વિષે કેટલીક જાણવા લાયક વાતો આહીં રજુ કરૂં છું.

× × ×

સોનાનો દેશ, એ નામ કંઇ છેક ખોટું નથી. હજુ પણ એ દેશની બધી નદીઓમાં કોઇ કોઇ વાર થોડું થોડું સોનું મળી આવે છે. પણ તેમાંથી કંઇ એને ખાસ કમાણી નથી. એને ખરી કમાણી તો એના ઘાસલેટના કુવામાં, એના જંગલોમાં, એની ખાણોમાં, એના ચોખાના ખેતરોમાં છે. ને એના પેગોડા—મન્દિરો જોવા તો ઠેરઠેરથી—મુલક મુલકથી મુસાફરો આવે છે. બ્રહ્મદેશના લોકો ભારે હસમુખા ને મળતાવડા છે.




× × ×

ઇંગ્રેજીમાં એને 'પેગોડાનો મુલક' પણ કહે છે. રંગુન જાઓ, તો વહાણ બંદરે પહોંચે તે પહેલાં તો ઘણે આઘેથીજ પેગોડાનાં શિખરો—જાણે ભડકાની ઉપલી ટોચ જેવાં—નજરે પડે છે. શહેરમાં ગામમાં જ્યાં જાઓ ત્યાં 'ફ્રોયા'માં બુદ્ધદેવની પ્રેમાળ મૂર્તિ અને ફુલ, ધૂપ ને મીણબત્તી લઇ પૂજા કરતાં બ્રહ્મી નરનાર નજરે પડેજ પડે.

× × ×

આપણા મન્દિરોમાં તો દાનદક્ષિણા, પંડ્યાઓનો દોર અને બીજા કાયદાઓનું જોર ભારે ચાલે. પણ બ્રહ્મદેશમાં એવું કંઈ ન મળે. ત્યાંના 'ફ્રોયા'માં તો ફક્ત ફુલ અને

ધૂપ દીપ. એ શિવાય બીજી વાત પણ કોઇ ન જાણે.

× × ×

બ્રહ્મદેશના લોકોને મન બુદ્ધ એ સાચા ભગવાન, દયાના ભંડાર છે. ગમે તેવી રીતે વાતો જોડી કાઢી ને પણ તેમણે બુદ્ધ ભગવાનને બ્રહ્મદેશનાજ વતની તરીકે માન્યા છે. કેવી ખુબી છે ! બુદ્ધ ધર્મ હિન્દમાં જન્મ્યો, પણ ત્યાંથી એક વખતે એની બધીજ નિશાનીઓને નાબુદ કરવામાં આવી —છતાં હિન્દ બહાર પણ એ ધર્મ ખૂબ ફાલી પડયો ને આજે અડધી દુનિયામાં તે ચાલે છે !

× × ×

બ્રહ્મી લોકોએ એમ તો ધર્મ શિવાય પણ ઘણી વસ્તુ હિન્દુસ્તાન પાસેથી લીધી છે. એમના ચહેરા તો ચીના જેવા, જાપાની જેવા—પણ બીજું ઘણું હિન્દુને મળતું આવે. એમની વાર્તાઓ, એમના રીત રિવાજ, એમની લખવાની રીત સુદ્ધાં આ દેશની. એમના પેગોડામાં પણ હિન્દુ કારીગરોનીજ હુશિઆરી ચમકે. આનંદ નામનો એક પેગોડા છે. ઉત્તર બ્રહ્મદેશમાં પેગનશહેરમાં આવેલો છે. એક વખત તો આ પેગન રાજધાની હતું. ત્યાં આજ સેંકડો પેગોડાના ખંડીયેરો પડેલા છે. આ આનંદ પેગોડામાં સહેજ હિન્દુસ્તાનના મન્દિરોના જેવોજ ઘાટ છે.

× × +

ત્યાં લાકડાનું કોતરકામ ભારે સરસ થાય. એ કોતરકામ જોવું હોય તો ત્યાંના પેગોડા જોવા. ત્યાં બુદ્ધ ભગવાનની જીંદગીના બનાવો ઘણી સરસ રીતે લાકડા પર કોતરેલા મળી આવશે. આવું લાકડી કોતરકામ ભાગ્યેજ બીજે થતું હશે.

+ + +

વળી પેગોડા કંઇ માત્ર દહેરાંજ નથી. ત્યાં તો વળી સાથે સાથે નિશાળ પણ હોય છે જ. બાળ મન્દિર પણ ખરાં. બ્રહ્મી લોકોમાં તો દરેક છોકરા છોકરીને ધર્મનું (અને ભાષાનું) થોડું જ્ઞાન લેવુંજ પડે. તેથીજ હિન્દુસ્તાન કરતાં ત્યાં ભણેલાનું પ્રમાણ ઘણું વધારે હોય છે. બધા છોકરા





છોકરીને થોડો વખત ધર્મજીવન ગાળવું પડે. એટલે જ્યાં જુઓ ત્યાં ભિક્ષાપાત્ર સાથે નાના નાના ભગવાધારીઓ ફરતા નજરે પડ્યાજ કરે.

× + +

ત્યાંના લોકોને નાચવા ગાવાનો બહુજ શોખ. સૌને કંઇક ને કંઇક આવડેજ. નાચવાની કળા પણ ત્યાં હજુ ઘણી ચાલુ છે.

× × ×

એ લોકોને ઘણી સુંદર કળાઓ આવડે છે. લાકડાનું કોતર કામ આવડે એ ઉપર કહ્યું. વાંસ પર લાખ ચોંડીને તેઓ તેમાંથી સરસ વાસણો બનાવે છે. એ વાસણો આખી દુનિયામાં ખપે છે. ચિત્રકળા તો ઓછીવત્તી સૌને આવડે. તેમના વાસણકુસણ, પેટીપેટારા, ઘોડીયાં, સાંબેલાં, સૌ પર કંઈ કંઈ ચીતરામણ તો હોયજ.

× × ×

થોડું રંગુન વિષે કહું. એની ચોમેર નાની નાની નદીઓ ને નહેરો છે. એના રસ્તા મઝાના છે. મોટી મોટી ત્રણ ત્રણ ચાર ચાર માળની હવેલીઓ છે. કોઈ પણ જાતના લોકો ત્યાં ન હોય એમ ન બને. ચીના, હિન્દના બધા પ્રાંતના માણસો, અમેરિકનો, યુરોપના ગોરાઓ; જુદા જુદા ચહેરા, જુદી જુદી બોલી, જુદા જુદા પોશાક—એ બધાથી જાણે એક માણસોનું પ્રદર્શનજ ત્યાં ગોઠવાયું ન હોય એમ લાગે. પંજાબીઓ ઘોડા ગાડી કે મોટર ચલાવે, ચીનાઓ સુતારી કામ કરે, મદ્રાસી મજુરો રીક્ષા તાણે, બંગાળીઓ કારકુની કે વકીલાત કરે અથવા પોરીયા ભણાવે........આમ બધો પચરંગી દેખાવ!

× × ×

આપણે ત્યાં સુરત અમદાવાદમાં હાથી આવે તો લોક જોવા ભેળું મળે. વડોદરામાં હાથી ઘણી વાર નજરે પડે તોયે તેની નવાઈ તો ખરીજ. આ મુલકમાં તેવું કંઈ નહિ. અહિં હાથી જંગલોમાં બહુ. લાકડાં આમથી તેમ વહી જવાને હાથીજ વપરાય. તોયે હવે હાથીને ઠેકાણે સંચાગાડીઓ વપરાવા લાગી છે એટલે થોડે દહાડે હાથીઓને એ કામ કરવું મટી જશે એમ લાગે છે.

બ્રહ્મદેશના ઉપલા ભાગમાં ખાણો છે. ત્યાંથી ઘાસતેલ, પેટ્રોલ નીકળે છે. ત્યાંથી જમીન તળે મોટા નળ બેસાડેલા છે. તે નળ સાડા ત્રણસો માઈલ દૂર રંગુન સુધી જાય છે. આ નળમાં થઈ ઘાસતેલ રંગુન આવે છે ને પછી દેશ પરદેશ રવાના થાય છે. નીલમ, મણિ વગેરે પણ થોડા થોડા ત્યાં મળી આવે છે પણ એ ધંધામાં હવે લાભ નથી.

* * *

તમે મોટા થાઓ ત્યારે બ્રહ્મદેશ જોવા જજો. તમને નક્કી લાગશે કે દેશ જોવા જેવો છે. કેવા હસમુખા, મળતાવડા લોકો! કેવી સરસ ઈમારતો! કેવા કુદરતી દેખાવ! જાણે પરીઓનોજ મુલક.



## જાણો છો ?

સસલાને ચણા ખાવા બહુ ભાવે.
તે થોડા થોડા ચોખા પણ ખાય.
સસલી દર મહિને વીઆય છે.
તેને દર વેળા છ અથવા તેથી વધારે બચ્ચાં જન્મે છે.
પણ એ બચ્ચાંમાંથી જીવે છે બહુજ ઓછાં.

ઓસ્ટ્રેલિયામાં એટલા બધા સસલાં થાય છે કે ત્યાંના લોકો તેનાથી છેકજ કંટાળી ગયા છે.





# મોટા થઇને-

નટુ, રમુ ને ચીમન, જાલ
સુંદર કાન્તિ ને હરિલાલ
બાગ તરફ સૌ રમવા જાય
હસે કુદે ને બહુ ખુશ થાય

એક દિવસ નટુ બોલ્યો એમ:
મોટા થઇ ભાઈ કરશું કેમ?
મારો તો એવો વિચાર
બનીશ લશ્કરનો સરદાર

* * *

રમુ કહે એ તુજને ગમે
મારૂં મન તો બીજે ભમે
મારે તો ઉડવું આકાશ
વિમાનનો કરવો અભ્યાસ

* * *

ચીમન રમતો થોડે દૂર
તે આવ્યો સાંભળીને સૂર
મારે તો કરવો વેપાર
પૈસા મેળવું અપરમ્પાર

માલ બધે મોકલું અહિં તણો
લાવું અહિં બીજેથી ઘણો

* * *

બાર વરસનો પારસી બાળ
ગોરો ગભરૂ નાનો જાલ
હસી પડીને બોલ્યો એમ
મારે બોલો કરવું કેમ?

મુજને રમવાનું ખૂબ ગમે
બૉલ બૅટ ને ગેડી દડે
બોલ બેટ બહુ મોંઘા મળે
અહિં બનાવું તો તે દુઃખ ટળે

હજારો નોકર રાખીશ
મોટા સંચા મંગાવીશ
સુંદર દડા ને મજબુત બેટ
સસ્તે આપીશ સૌને નેટ

* * *

બોલ્યો સુંદર: મારી વાત
સાંભળજોરે મારા ભ્રાત
મારે તો લખવા છે લેખ
લખવા ખાતર ધારૂં ભેખ

દેશ દેશાન્તરમાં બહુ ફરૂં
મોટા મોટા ભાષણ કરૂં
કવિતા વાતોનો લખનાર
થાવા મારો છેજ વિચાર

* * *

તેવે કાન્તિ બોલ્યો એમ
મારી તો જુદી છે નેમ
મોટી મોટી શોધો કરૂં
દુનિયાના દુ:ખડાં હું હરૂં

માણુસના નહિ મટતા રોગ
મટાડવાના મારે કોડ
દુનિયામાં સૌ બોલે એમ
હવે થયાં ભાઇ કુશળ ક્ષેમ

* * *

હરિલાલ બાકી છે એક
તેણે પણ દેખાડયો ટેક
હું તો થઉં મોટો ઇજનેર
પ્રખ્યાતિ પામું ચોમેર

બાંધું મોટા પુલ ને બંધ
તોડી નાંખું પહાડ પ્રચંડ
તાજ મહાલ જેવા મિનાર
ઇફીયલ ટાવરના દોસ્તદાર

ઉભા કરૂં હું ઠામે ઠામ
એવી મુજ અંતરની હામ

* * *

દોસ્તો એવું નિતનિત રમે
એવી રમતો સૌને ગમે



# આપણા જમાનામાં



તમે પંચાંગ તો જોયુંજ હશે. તેમાં એક ખાનામાં કેટલાંક અઘરાં અઘરાં નામ હોય છે. જેવાં કે: ઉત્તરાષાઢા, પૂર્વાષાઢા, મૂળ, જ્યેષ્ઠ, કૃત્તિકા મઘા, આશ્લેષા, રોહિણી વગેરે.

આ નામ નક્ષત્રોનાં ગણાય છે. કહે છે કે આ નક્ષત્રોના હુકમ પ્રમાણે અસલ માણસોને ચાલવું પડતું. જે દિવસ–તારીખ સાથે જે નક્ષત્રનું નામ હોય તે દિવસે તેનુંજ રાજ ગણાતું. આમાં બે નક્ષત્રો મઘા ને આશ્લેષા કરીને છે તે મહા તોફાની. પોતાને દહાડે તેઓ કોઇને બહારગામ જ ન નીકળવા દે. પંચાંગમાં જે તિથિએ મઘાનું રાજ લખેલું હોય (કે આશ્લેષાનું લખેલું હોય) તે દિવસે મકદૂર કોની કે બહાર જવા નીકળે! નીકળે તો મઘાભાઈ તેના બારજ વગાડી દે.

તે અસલના જમાનામાં તો મા-

ણસો આ બે તોફાનીઓને ગાંઠતા, પણ હાલ તો મઘા ને આશ્લેષા પંચાંગમાં પડ્યા રહે છે એટલુંજ. આપણે તો કોઈ કશી તેની દરકાર કરતા નથી. મોજથી ગમે તે વારે ગામ પરગામ જઈએ છીએ. આપણને તો મઘા અશ્લેષા કોઈજ નડતું નથી. એનું કારણ શું?

વાત ઘણા વરસ પરની. કોણ જાણે કેટલાં વરસ થયાં. તારીખ તો લાવીએજ ક્યાંથી? પણ સમજોને— હજારેક વરસ હશે.

તે વેળા એક હતા બામણભાઈ. જાતે જુવાન જોધ. પહાડી શરીર, મજબુત કાયા; છેલ છબીલો, પણ મિજાજ ભારે. કોઈનું કહ્યું તો માનેજ શાનું? જીદ પકડી તે છોડેજ શાનો? ભારે ટેકી ને હઠીલો.

એનું નામ શું? તે તો ભાઈ કોણ જાણે! પણ સમજોને કે હશે જબરાભાઈ. એ નામ ઠીક પડશે. વાત વાતમાં છેડાઈ પડે ને ધાર્યુંજ કરે એને જબરાભાઈ કહીએ તો ખોટું શું?

જબરાભાઈ પરણેલા હતા. પણ વહુ પીયેર રહે. એક દહાડો માએ કહ્યું: ભાઈ છીકા, (તમનેય તમારી બા છીકા કહે છે ને? તેમ એનું ચે ઘરનું નામ તો છીકોજ હશે.) હવે તારી વહુને તેડી લાવે તો ઠીક. મારાથી કામ નીપજતું નથી.

જબરાભાઈ તો કહે: ઓ હો હો, એમાં તે શું મોટી વાત? આ....ચાલ્યો.

કહીને ભાઈસાહેબ તો નીકળી પડ્યા. ચાલતા....ચાલતા....ચાલતા આવ્યા વહુને ગામ. સાંજ પડી ગયેલી. સાસરે પહોંચ્યા. ગયા સીધા સસરાજી પાસે. તડ ને ફડ વાત કરી કે તમારી દીકરીને તૈયાર કરજો; કાલે રહવારે તેડી જવી છે.

સસરો કહે: અરે, પણ ભાઈસાબ, જરા બેસો તો ખરા. આવ્યા શું? જાવ શું? હજુ તો હમણાં આવ્યા. જરા બે ચાર દહાડા રહો. તે પછી સુખે જજો ને, કોની ના છે?

સાસુજી પણ બોલ્યાં: હા, ઘણે દહાડે આવ્યા છો. સારું સારું ખાઓ, પીઓ. પછી તેડી જવાનું તો છેજ ને.

પણ જબરાભાઈ તે જબરાભાઈ! મિજાસ ભારે. તેણે કહ્યુંઃ ના બાવા, ના. મારે ખાવું નથી ને પીવું નથી, ને રહેવું યે નથી. હું તો કાલે જવાનો. તમે કરો તૈયારી.

પાસેજ ટીપણું પડેલું. સસરાજીએ ચપ દઈને ઉઘાડયું. ડોકું ધુણાવી બોલ્યાઃ ઉંહુંહુંહું! એ નહિ બનવાનું. કાલે તો મઘા છે મઘા. મઘામાં બહાર ન જવાય. કંઈ આફત બાફત પડે તો? મઘામાં કંઈ બહારગામ જવાય?

જબરાભાઈનો તો મિજાજ ગયોઃ શુંઉંઉંઉં? મઘા ભગા એના ઘરના! હું તો કાલે જવાનો. જવાનો જવાનો ને જવાનો. વળી મઘા શું ને ભગા શું?

અરે, આ ટીપણું ચોખ્ખી ના લખે છે? મઘામાં બહાર ન—

ટીપણું જાય ઉંધી. આપણે તો ટીપણાં બીપણાંને ન માનીએ. કાલે તો જવાનુંજ છે. હું હમણાં ડોળીવાળાને કહી આવું છું. મળસ્કે અહિં આવીને ખડા થઈ જશે.

સાસુસસરા તો જમાઈરાજને સારી પેઠે ઓળખે. તેનો મિજાસ એટલે તો રાતું મરચું. તેની સાથે



ગરબડ ન ચાલે. ચુપ તો થયા પણ તેમના મનમાં ફીકર પેંઠી. કાલે મઘા છે ને આ લોક બહાર જાય ને કંઈ આફત આવે—અરે, ભલા ભગવાન !

હવે બન્યું એવું કે મઘાભાઈ એ વેળા આસપાસમાંજ ફરે. પોતાની વારીને આગલે દહાડે તે ક્યાં ને ક્યાં શિકાર શોધતાજ ફરે. બીજે દહાડે બહાર જવાની વાત કરતું કોઈક સંભળાય એટલે એ રાજા !....હં ! આવ્યો હાથમાં શિકાર.

તેમાં આજે તો જબરાભાઈ સંભળાયાઃ એ મઘો શું ને ભગો શું ?

મઘાભાઈ કહેઃ ઓ હો હો હો! આટલો બધો મિજાસ! મારા જેવાને ગાળ દે! મઘો ને ભગો! એ બામણભાઈને પણ હાથ બતાવવો પડશે.

(૨)

બીજે દહાડે મળસ્કે તો ડોળી આવીને બારણે ખડી થઈ ગઈ. સાસુ સસરા બંને તો રડમસ થઈ ગયેલાં. અવળે દિવસે દીકરીને વિદાય કરવી તે માબાપને કેટલું લાગે? પણ જમાઈની જીદ આગળ ચાલે નહિ. માએ રડતાં રડતાં દીકરીને ડોળીમાં બેસાડી, લુગડાંની પોટલી આપી અને વળી પાછું એક વાર કહ્યું—છેલ્લો પાસો નાંખ્યોઃ હજુ નહિ જાવ તો સારું છે. આજે મઘાનો વાર, પંચાંગ સાફ ના કહે છે—

જબરાભાઈ ગુસ્સાથી બરાડી ઉઠ્યાઃ હું એ મઘા ફઘા બધાને વેચી ખાઉં એવો છું. અમે તો આ ચાલ્યા....

એણે ડોળી ઉંચકનારા ભોઇઓને રસ્તો પકડવા હુકમ કર્યો. હેઇસો ભાઇ હેઇસો કરી તેમણે પાલખી—ડોળી ઉંચકી ને સડસડાટ ચાલ્યા. સાથે સાથે જબરાભાઈ પગે હિંડતા ચાલ્યા.

રસ્તે કંઈ કંઈ વાડી બંગલા, બજાર, મહોલ્લા મૂક્યા. આગળ ચાલતાં પાધર મૂક્યું, તળાવ વટાવ્યું, જંગલ વટાવ્યું. જબરાભાઈ લાંબી લાંબી ફાળ ભરતા ચાલે છે. પાલખી પણ સાથેજ છે.

એમ કરતાં કરતાં બપોર થઈ. તડકો માથે ધમધમી રહ્યો છે. ભોઇઓ પરસેવે રેબઝેબ થઈ રહ્યા છે. તરસે તેમનાં ગળાં સૂકાય છે. એવામાં એક મોટું ઝાડ આવ્યું. પાસેજ વળી વાવ

હતી. ડોળી ત્યાં ઉતારી બોલ્યાઃ શેઠસાહેબ, અહિં જરા આરામ કરીશું.

જબરાભાઇ બોલ્યાઃ અચ્છા, લ્યો આરામ. હું પણ આ વાવમાં જઇ ન્હાવા ધોવાનું કામ પતાવી નાંખું.

ડોળીમાં તેલની શીશી હતી. જબરાભાઇએ તેમાંથી તેલ લઈ ડીલે સારી પેઠે ચોળ્યું. શોખીન પણ પૂરા કની! પછી અંગુછો–ટુવાલ લઈ ભાઈસાહેબ વાવમાં ઉતર્યા.

ભોઈઓએ પણ પાણી બાણી પીધું, માથેથી ફાળીયા કાઢયા અને તે વડે પવન ખાતા વડને છાંયડે બેઠા. જબરાભાઈની વહુ ડોળીનો પડદો સરકાવી બહાર જોવા લાગી. એવામાં એક ગમ્મત થઈ.

પેલા મધાભાઈ ખરાને–તે દિવસની પાળીવાળા–તે કયારના લાગ શોધીજ રહ્યા હતા, કે કયારે શિકારને પકડું. જબરાભાઈના જબરા શબ્દોથી તેને ઝાળ લાગેલી; પણ જબરાભાઈ હિંમતવાળા છે એટલે કામ સાચવીને લેવું પડશે એવો મનસૂબો કરેલો. હાથની બાથમબાથીમાં તો મઝાજ ન મળે. થોડું ઘણુંયે વાગે બે પાંચ લપડાક તો પડેજ. એટલે હવે દુશ્મનને નહાવા ગયેલો જોઇ એણે નવીજ તરકીબ લડાવી.

મધાએ તો ધર્યું જબરાભાઈનુંજ રૂપ. ડીલે તેલ ચોળેલું છે, ખાંધે ટુવાલ નાંખ્યો છે, ચહેરો, ચાલ, રૂપ રંગ બધું ખાસ્સું જબરાભાઇનું સ્તો. એવે વેશે એ ભાઈશ્રી પાલખી પાસે આવી ખડા થઈ ગયા. કહેઃ બાપરે, વાવમાં કંઈ કાચબા તો કાચબા છે! નહાવાનો ઘાટ ખાય તેમ નથી. ચાલોરે પાછા, ડોળી ઉંચકો. હવે વળી બીજે ગામે તળાવ મળે તો ત્યાં નાહી નાંખીશું.

ભોઈઓ થાકેલા હતા. વિસામો ન મળવાથી જરા અકળાયા. એક જણ કહેવા જતો હતો કે થોડી વાર પછી; પણ તેના હોઠ ફફડે ન ફફડે ત્યાં તો એ બનાવટી જબરાભાઈ બરાડી ઉઠયાઃ ગડબડ મત કરના. ડોળી ઉંચકો!

☞……………………આ વાતનો બાકીનો ભાગ ૬૬ મે પાને વાંચો



# તમને કયો મહિનો ગમે?

તમને કયો મહિનો ગમે? કાર્તિક, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાઢ, શ્રાવણ, ભાદરવો કે આસો! મને તો અષાઢ ગમે. મારી વર્ષગાંઠ અષાઢ મહિનામાં, માટે. મારી વર્ષગાંઠને દિવસે મેં મારા મિત્રોને જમવા બોલાવેલા. અમે નવ જણ હતાં; તેમાંથી બે કાર્તિકમાં જન્મેલાં, એક મહામાં, એક ફાગણમાં, હું અષાઢમાં અને ચાર જણ ભાદરવામાં. જમતાં જમતાં અમે તકરાર પર ચઢ્યાં કે કયો મહિનો સૌથી સારો! દરેક જણ પોતે જન્મેલા એ મહિનો સારો એમ મનાવવાનો પ્રયત્ન કરે. કાર્તિકવાળા કહે કે "અમારો મહિનો સૌથી શ્રેષ્ઠ. આપણું નવું વર્ષ કાર્તિકથી બેસે. કાર્તિક ના હોય તો નવું વર્ષ ઉગેજ નહિ! અને શિયાળાની ગુલાબી ઠંડીની કેવી લહેજત!"

"શિયાળા પાછળ કોઈ કવિ ગાંડો થયો હોય એવું જાણ્યું નથી. શિયાળા વિષે કવિતાજ ક્યાં છે!" અમારામાંથી એક જણે કહ્યું:

"એક લીટી યાદ આવે છે." મેં યાદ કરતાં કહ્યું:

શિયાળે શીતળ વા વાય,
પાન ખરે ઘઉં પેદા થાય.

"ઘઉં પેદા થાય એ તો ઠીક; પણ પાન ખરે એ કેવું દૃશ્ય! બધાં ઝાડ બોડાં બોડાં થઇ જાય! શિયાળામાં તો કુદરત મરી જાય."

"એટલેજ કવિએ શિયાળા પર કવિતા નહિ લખી હોય." એક જણ બોલી ઉઠ્યું.

જોઈ જોઈ વર્ષાની રેલ,
શિયાળો ખડુ સારો.—

—કાર્તિકના હિમાયતીએ તરત કવિતા બનાવી.

"એ તે કંઈ કવિતા કહેવાય!" અમે બધાં સામટાં બોલ્યા.

"જ્યારે તકરાર કરતાં કંઇ દલીલ ન જડે ત્યારે મારામારી પર આવી જાય તેમ આ તો હાર કબૂલી કહેવાય."

"કવિ કવિતા લખે તોજ અમુક વસ્તુ સારી ગણાય? મારા અને તમારા પર કોઇ કવિ ખુશ ન થયો અને કવિતા ન લખી માટે આપણે ખરાબ?"

"કવિ એટલે કુદરતનો પૂજારી, કુદરતના ભાવો વગેરેને માણસની ભાષામાં ઉતારનાર દુભાષિયો. એટલે જ્યાં કુદરતનો સવાલ આવે ત્યાં કવિ કહે તેને તો વજુદ આપવુંજ જોઇએ. આપણે રહ્યાં મનુષ્ય; અને આજના મનુષ્યો જન્મ્યા ત્યારે કુદરતની અવસ્થામાં હોય. પછી તો કુદરતથી જેટલા છેટા નસાય તેટલા નાસે અને મોટે ભાગે અકુદરતી બને. એટલે આપણે સારા કે નઠારા તેનો ન્યાય કુદરતદ્રષ્ટા કવિ ના કરી શકે?" અમારામાંથી એક જણે ડહાપણનું પ્રદર્શન કર્યું.

"ઠીક. જો કવિનેજ ન્યાયાધીશ કરવો હોય તો જોજો શિયાળા પર હવેથી કેવી કવિતા રચાય છે તે."

કોઈ કવિને લાંચ આપી શિયાળા પર કવિતા લખાવવાનો એમનો હેતુ સ્પષ્ટ હતો; અથવા કદાચ પોતેજ કવિ બનવાનો વિચાર કરતા હોય! પણ જ્યાં લગી કવિતા ન લખાય ત્યાં લગી તો એમની હાર થઇ.

"જો કવિનાજ શબ્દોથી ન્યાય કરવા માંગતા હો તો વસંત ઋતુ સૌથી શ્રેષ્ઠ. અને ફાગણ વસંતમાં આવે, માટે ફાગણ સૌથી સારો" ફાગણમાં જન્મેલા બોલ્યા.

"કવિઓએ વર્ષા પર ક્યાં ઓછી કવિતા વરસાવી છે?

ઘડી ઘડી તડકો ને છાંયડો ફેરવાએ
ગરમીથી ઉકળાટો પ્રાણીને ભારી થાએ
અહીં તહીં દીસે છે દોડતાં અભ્ર કાળાં
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા

કેવું સુંદર વર્ષાનું વર્ણન!" શિયાળાવાળાએ વસંતનો પક્ષ ખેંચી અમારા પર હલ્લો કર્યો. "ગરમીથી ઉકળાટો કેવા મજાહના લાગે."

"અરે એ તો વૃષ્ટિના ચાળા થાય તે વખતનું વર્ણન. વર્ષાનું ક્યાં છે? વર્ષાનું વર્ણન વાંચવું હોય તો મેઘદૂત વાંચો મેઘદૂત."

"વસંત પરની બધી કવિતાઓ

બાયલી બાયલી. વર્ષાનાં વર્ણનો કેવાં ભવ્ય !" અમારામાંથી બીજું બોલ્યું.

"કેવા ગિરિ ગગનચુમ્બી જણાય ભવ્ય.
પ્હેરી ઘનો તણી ભયાનક માળ કાળી.
જ્વાલા ત્રિનેત્ર જ્યમ શંકરના ભભૂકે
સૌદામિની ઝબકતી ગિરિરાજ શૃંગે.

—

ને ક્ષુબ્ધ સાગર દીસે પ્રકૃતિ ગભીર
આનંદથી ઉછળતો કરી દર્પનાદ
વેગે ધસંતી સુસવાટ કરંતી ઘેલી
જેવા નદી જલધિ તે અધીરી બનેલી.

—

અને જુઓ:

"તાપેથી આકુળ જનો અતિ ઉગ્ર ગ્રીષ્મે
થંડા કરે અમીમયી વરસાવી ધારા
આ વિશ્વને સુખમયી કરનાર વર્ષા
ગાયે ગુણો તુજ ઉપાસક લોક ઘેલા.

તાપથી અકળાયલા લોકો ચાતકની માફક વર્ષાની રાહ જુએ. વરસાદ પડે કે નાના નાના બાળકો તો કેવાં ઉઘાડાં ઉઘાડાં વરસાદમાં દોડી જાય !"

"પણ ફાગણમાં તો નાના બાળકોને ફાગ રમવાની કેવી મજાહ પડે ! છાનામાનાં સંતાઇને રંગની પીચકારી વડે નવાનકોર કપડાંને રંગથી ચીતરી નાંખવાની મજાહ અનુભવી છે ! હોળી કોઇ દહાડો રમ્યા છો !"

"અરે, હોળીના વખતમાં ગાળાગાળીથી તો તોબા !" અમારામાંથી એક જણ બોલ્યું. "કાનના કીડા ખરે એવી ભાષા કેમ સાંભળી શકાય !"

"તમારા સુકીયાની કાનને માટે અમારી કોયલનો ટહુકાર કેવો લાગે છે? છે તમારે એવા મીઠા ટહુકારો !"

"વસંતને તો એકજ પક્ષી. અમારે તો પપૈયા અને મોર બંનેના મીઠા સ્વર સાંભળવાના." હું બોલી. "પીયુ પીયુ અને ટીહુ ટીહુથી વન ગાજી રહે !"

"પીયુ પીયુ ને ટીહુ ટીહુ તો કોણ જાણે, પણ દેડકાંનો ડ્રૂં ડ્રૂં ડ્રૂંકાર તો બહુજ સંભળાય છે." શિયાળાવાળા બોલ્યા.

"વસંતમાં માત્ર કાનને તો શું પણ નાકને પણ કેવી મજાહ! જાત જાતના ફુલોની સુગંધ ! આંબાનો મ્હોર તો ખાસ વસંતનોજ. એની પાછળ તો કવિઓ ગાંડા બન્યા છે."

"કદાચ કેરી ખાવાની આશાએ." અમારામાંથી એક જણ વચમાંજ બોલી ઉઠ્યું.

"તપેલી ભૂમિ પર જ્યારે વરસાદની ધારા પડવા માંડે ત્યારે અંદરથી જે સ્હરી સ્હરી સુવાસ પ્રગટે તેને કોણ

મારી જાય ! એ સ્હરી સ્હરી માટી ખાવાનું ઘણીએ વાર મન થઇ જતું."–

"ખાધીયે હશે" મેં ઉમેર્યું.

વસંત અને વર્ષાની તકરાર પૂરીજ ન થાત. બન્ને ઋતુઓ કવિની માનીતી. મેં એક છેલ્લી દલીલ મૂકી ને એ સચોટ નીવડી. મેં કહ્યું, "વર્ષા ન હોય તો દુકાળજ પડે. બધું જગત મરી જાય અને વસંતના તો કેવા હાલ થાય !"

આના ઉત્તરમાં વસંતના અનુરાગીઓ કંઇજ બોલી શક્યા નહિ. એટલે વર્ષામાં જન્મેલાં અમે પાંચ જણા જીત્યા. હવે સવાલ એ ઉભો થયો કે વર્ષાના મહિનામાંથી કયો મહિનો ઉત્તમ ? સારે નસીબે શ્રાવણમાં જન્મેલું કોઇ



**છે આવી પાંપણો ?**
આ નવ વરસનો જેમ્સ સ્ટ્રાના હાન બ્રુકિલન–અમેરિકા (માસાચુસેટસ)નો રહીશ છે. પોતાની પાંપણ પર એ છ દિવાસળી તો સ્હેજે રાખે છે ને બાર સુધી રાખી શકે છે. દુનિયાભરમાં એવી વિશાળ પાંપણો કોઇની નથી. બીજે નંબરે વાયોલા ડાના નામની નટી છે તે છ રાખી શકે છે. પણ જેમ્સ કહે છે: એની તે શી મોટી વિસાત ? અત્યારે એ ૧૧ વરસનો છે

હાજર નહોતું. નહિતર શ્રાવણમાં કૃષ્ણ જયંતી આવે, શ્રાવણ એ હિંદુઓનો પવિત્ર મહિનો –કહીને શ્રાવણનેજ શ્રેષ્ઠ ગણાવત. કારણ ધર્મનું નામ આવ્યું એટલે આપણાં મોઢાંજ જાણે બંધ. ધર્મનું નામ આવ્યું કે ખરૂં ખોટું જોવા કોઇ ઉભુંજ નથી રહેતું ! ધર્મના નામથીજ શ્રાવણ જીતી જાત. સારે નસીબે શ્રાવણમાં જન્મેલું કોઇ નહોતું. એટલે તકરાર અષાઢ એટલે મારી અને ભાદરવામાં જન્મેલા ચાર જણ વચ્ચે રહી.

"ભાદરવામાં તો ગણપતિ ચોથ, આનંદ ચૌદસ......"

"સરાધીયાં" મેં ઉમેર્યું.

"સરાધીયાં તેમાં શું ! સારૂં સારૂં ખાવાનું

તો મજાને ! ”

“આઉધરાની માફક પેટનાજ વિચાર. ખરી વર્ષા એટલે અષાઢનીજ. મેઘદૂતમાં અષાઢનુંજ વર્ણન છે. ઉપમા અપાય છે તે અષાઢિલા મેઘનીજ. ભાદરવાનો મેઘ એમ કોઇ કહેતું નથી. ભાદરવો નામજ કેવું છે ! ”

“ ભાદરવાની તો ભેંસ.” એક જણે મારો પક્ષ લેતાં કહ્યું.

એ લોકો ચાર જણ હતા એટલે બહુમતીના બળે જીતવાની આશા હતી.

મત લેવાયા. એ લોકો ચાર સામે કાર્તિકના બે, મહાનો એક, ફાગણનો એક અને અષાઢની હું. એમ પાંચ જણ એટલે ભાદરવા કરતાં અષાઢ શ્રેષ્ઠ એમ બહુમતીએ સિદ્ધ થયું.

બાળકો, તમારી વર્ષગાંઠ કયારે આવે છે ! તમને કયો મહિનો ગમે !

શ્રી હંસા મહેતા

---

## નવરાશની વેળાએ—

એક કોરો કાગળ લ્યો. શાહી ને કલમ તો જોઇયે જ. ખડીયામાં બોળી કલમ પર જરા વધારે શાહી લ્યો ને પેલા કાગળ પર સારૂં મોટું ડપકું પાડો. જાણે નાનકડું શાહીનું ખાબોચીયું સ્તો !

ખરી ગમ્મત હવે છે. શાહીનું ડપકું છે તેમજ રહે એ રીતે કાગળને હાથમાં લઇ ડપકાને અડધો અડધ કાપે એ રીતે સળ પાડીને વાળી દો. પછી પેલા કાગળને એક આંગળી ને અંગુઠા વડે ડપકાવાળા ભાગમાંથી ઝાલી તે અંગુઠો ને આંગળી એવી રીતે સરકાવો કે અંદર પેલા ડપકાની શાહી ફેલાય. શાહી ફેલાતી અટકે છે એમ લાગે કે તમારૂં કામ પણ પૂરૂં થયું. પછી કાગળ ખોલો.

જુઓ, કેવી સુન્દર, રૂપાળી આકૃતિ થઇ છે ! આવું પાંચ પચીસ વાર કરો. ઘણીજ રમુજ આવશે. ભાતભાતના બહુજ રૂપાળા ઘાટ નીપજશે.

બે પાંચ દોસ્ત ભેગા થાઓ ત્યારે ભેગા મળી આ ગમ્મત કરજો. ભારે મઝા ઝામશે.

તમને જો ચીતારા થવાની હોંસ હોય તો આવા ઘાટો આગળ ઉપર તમને બહુ કામ લાગે.



# સોનાની ખાણ

ઓસ્ટ્રેલિયા તમે ઘણીયે વાર નકશામાં જોયું હશે. ફરી એક વાર જોઇ લેજો. ન્યુઝીલાંડ, બીજા નાના ટાપુઓ ને આ એક ઓસ્ટ્રેલિયા મળીને ખાસ્સો એક ખંડજ બને છેને! એ ખંડનું નામ ઓસ્ટ્રેલેશીયા.

એ ઓસ્ટ્રેલિયા નવુંસવુંજ વસ્યું, પણ બહુ જલદી વસ્યું. કેમ એટલું જલદી વસી ગયું તે જાણો છો? અરે ભલા, ત્યાં તો સોનું નીકળે છે સોનું! મસ બધું સોનું, લાખો કરોડોનું સોનું! ઠેર ઠેર સોનાની ખાણજ ખાણ! હજુયે કેટલું બધું નીકળે છે! એ ખાણો પણ જાત જાતની. કેટલીક ખાણમાંથી સોનું નીકળે ખરૂં, પણ એટલું ઓછું કે કંટાળીજ જવાય. વેઠ કરી કરી દમ નીકળે, ને સોનું ત્યારે ચપટીક મળે. એવું વેતરૂં કોણ કરે? ને એટલો બધો સંચા ગોઠવવાનો ખરચ પણ કોણ ભરે?

પણ શરૂશરૂમાં એવું ખોટું વેતરૂં યે બહુ કરવું પડેલું. ખાણવાળા

થોડા દહાડા મહેનત કરે, ખોદે, સંચા ગોઠવે, અંદર ખાણમાં આફીસ, ઓરડા, સુરંગ વગેરે બનાવે; પણ થોડે દહાડે જુએ કે સોનું તો માંડમાંડ ચપટી નીકળે છે ત્યારે બધુંય જેમનું તેમ નાંખી દઈ ભાગી જાય.

એવીજ એક 'ખોટી ખાણ'—(એ નામ ઠીક લાગે છે, નહિ?)—ની વાત છે. આસ્ટ્રેલિયાનું પરગણું કવીન્સલાંડ. તેમાં નીચેના ભાગમાં એવી એક ખોટી ખાણ હતી. મૂળ એને **વારની** નામના સાહેબે ખોદેલી તે પરથી એનું નામ **વારનીની** ખાણ પડેલું. તે ભાઈસાહેબે સોએક ફુટ ઉંડું ખોધું, ખરચ બહુ કર્યો, અંદર સંચા સામાન ગોઠવ્યો, પણ બધું પત્થર પર પાણી. સોનું બોનું કંઈ ન મળ્યું. છેવટે વારની કાકાને તો ત્યાંથી ભાગી જવું પડ્યું ને લોકોએ ખાણનું નામ 'વારની સાહેબની ફજેતી,' એવું રમુજી પાડ્યું!

( ૨ )

**'વારની સાહેબની ફજેતી'** ઘણા વરસ એમ ને એમ પડી રહી. પણ થોડા વખત પર એક ભટકતારામ તે બાજુ આવી ચઢ્યા. આ ભટકતાભાઈનું નામ રેડાસ સાહેબ. તે નસીબ અજમાવવા નીકળેલા. ક્યાંક સારો ધંધો હાથ ચઢે તો પૈસાદાર બની જવું. બસ એજ એમને જોઇએ. જંગલમાં ભટકતાં ભટકતાં એક દહાડો તેઓ 'વારની સાહેબની ફજેતી' આગળ આવી ચઢ્યા. ખબર કાઢતાં તેમને જણાયું કે હાલ આ ખાણ પડતર છે. ત્રીસેક વરસ પર ખોદેલી તેમાં ગઈ ખોટ. સોનું તો ચપટી પણ ન મળ્યું. ને વારનીસાહેબ ભાગી ગયેલા.

પણ રેડાસ સાહેબ તો નસીબ અજમાવવા નીકળેલા. તેના મ્હોંમ પાણી છૂટ્યું. તેને થયું: ભલેને વારની નાસી ગયો! મારે શું? લાવને ફરીથી તપાસ કરીએ. વખતે મને સોનું મળી આવે. એક વાર જોવામાં શું નુકસાન થવાનું હતું? લાવને, ઉતરીએ અંદર.

કોણ જાણે કેમ, પણ રેડાસ સાહેબને એમજ થઈ ગયું કે ખાણમાં બહુયે સોનું છે. વારનીને કાઢતાં ન આવડ્યું, એટલુંજ; મને તો મળશેજ એવી એને આશા પડી. મ્હોં પણ

સોનાની ખાણ



વાઘમુખો સાપ!

મલકાઇ ગયું.

પછી શું થયું તે જુઓ: એજ જે લખેલું છે તેજ ઉતારી દઉં:—

(૩)

એક હથોટો નક્કી કર્યો. તે હથોટે એક દોરડું લઇ હું ખાણ આગળ ગયો. ખાણના માથા પર લાકડાંના ભારોટીઆ ગોઠવેલા હતા. દોરડાનો એક છેડો તેની સાથે બાંધવાનું અને દોરડું ઝાલી ઉતરવાનું નક્કી કર્યું. ઉતરવું અઘરૂં ન પડે માટે મેં દોરડા પર એકેક વારને અંતરે ગાંઠો મારી, કે સરકી જતાં તો બચાય.

ખાણની ચોતરફ લાકડાંના પાટીયાંની દિવાલો હતી. પાટીયાં લીસાં અને સુંવાળાં હતાં. લાંબે કાળે પણ તેનો લિસાટ કાયમ હતો. મેં પેલા ભારોટીયા સાથે દોરડું મજબૂત રીતે બાંધ્યું. ખાણમાં ઝેરી હવા છે કે નહિ, તે જાણવા દોરડાંને બીજે છેડે એક સળગાવેલું ફાનસ બાંધ્યું અને ધીમે ધીમે તેને અંદર ઉતાર્યું. ઝેરી હવા હોય તો ફાનસ હોલવાઈ જાય, ને ખાણમાં ઉતરવાનું માંડી વાળવું પડે.

પણ બત્તી તો ઠેઠ સુધી ઉતરતાં ય ન હોલવાઈ. એવી ને એવીજ સળગતી રહી. એ પરથી સમજાયું કે હવા ચોકખી છે, ઉતરવા વાંધો નથી.

કેટલીક જરૂરી ચીજોથી મેં ગજવાં ભર્યાં ને પછી દોરડું ઝાલી ઉતરવા લાગ્યો. ધીરે....ધીરે....ધીરે....સો ફુટ ઉતરવાનું હતું. દોરડું તેવડુંજ લાંબું હતું, પણ દોરડું જુનું હતું. ઉંદરે તેને ક્યાંય ક્યાંક કોરી ખાધેલું, છતાં તે મજબૂત તો હતું. મારો ભાર ઝીલે તેવું તો હતુંજ. તૂટી પડે તેવો ડર નહોતો.

(૪)

ધીમે ધીમે હું ઉતરતો ગયો. પચાસ, સાઠ, સિત્તેર, એંશી ફુટ હું ઉતર્યો. ૮૧-૮૨-૮૩-૮૪-૮૫ - બસ હવે પંદર ફુટજ બાકી છે. પછી પગ જમીનને અડકશે, એમ હું વિચારૂં છું ત્યાં તો ફટાંગ કરીને અવાજ થયો! સત્યાનાશ! આફત! દોરડું તૂટ્યું! હું ગયો નીચે—અફળાયો—કૂટાયો!

એમ જ થયું જાણે મરી ગયો.

પણ ના, હું મરી નહોતો ગયો. પન્દરજ ફુટથી પડેલો, એટલે હાથ પગ પણ નહોતા ભાંગ્યા. ફક્ત હાથ સહેજસાજ છોલાયા. માથે એક ઢીમું પડ્યું. બેપાંચ મિનિટમાં તો હું હુશિયાર બન્યો—ઉઠીને ઉભો થયો.

પણ ઉભા થતાં સાંભર્યું: હાય! હવેજ ખરી આફત છે. જે દોરડું પકડી ઉપર ચઢી શકું, તે તો તૂટી ગયેલું—ખૂબ ઉંચે ઝૂલતું હતું. તેને પહોંચવાનો ઉપાય નહોતો—ઉપર ચઢવાનો રસ્તો હવે કોઈજ નથી. હાય, હવે શું ?

ખાણની ઉપર તો ચોમેર જંગલ છે. જંગલ વેરાન છે, ત્યાં કદિયે કોઈ આવતું નથી. હું ખાણમાં ઉતર્યો છું, એ કોઈ જાણતું નથી. સોનાને લોભે મેં ગુપચૂપ આ સાહસ કર્યું. કોઈને જણાવું તો ભાગ માંગે ને ? ને હવે....

હવે હું આ ખાણમાં મરી જઇશ, તોયે કોઈ જાણવાનું નથી. હાય, હવે શું કરવું ? મારૂં માથું ચક્કરભમ્મર થવા લાગ્યું! હું આ લોભમાં ક્યાં પડયો ?

પોતાનાજ ઉપર મને ભારે! ગુસ્સો આવ્યો! મુઉં એ સોનું, ને મુઓ હું! કેવી આફત! જાણે પાંજરે ઉંદર પડયો! તેય નસીબદાર, છૂટવાની બારી તેને ખરી. મારે તો—કશીજ નહિ! અહિંજ,—બસ અહિંજ મરી જવાનું!

(૫)

ગાંડાઘેલાની પેઠે હું ખાણમાં આમતેમ ભટકવા લાગ્યો. ચોમેર લાકડાના પાટીયાની દિવાલ હતી, પણ લીસી રેશમ જેવી. તેના પર ચઢાય તેવું નહોતું. છતાં મેં બેપાંચ કુદાકડા મારી જોયા, ને હાથ પગ પછાડ્યા! કશું ન વળ્યું! ભોંય પર બેસી પડી હું લમણે હાથ દઈ બેઠો—હવે કેમ બચવું ?

ખાણમાં એક બાજુએ ભોંયરૂં દેખાયું—જાણે જમીનના પેટમાં પેસવાનો રસ્તો. મારા ગજવામાં થોડી મિણબત્તી ને દિવાસળીની પેટી હતી. એક સળગાવી હું તો ભોંયરામાં પેઠો.

પણ દશેક ફૂટ ગયો ન ગયો, ત્યાં તો 'બાપ રે'—ની બૂમ મારી પાછો ભાગી આવ્યો !

મેં શું જોયું હશે ? શું ધારો છો ?....એક હાડપિંજર ! માંસ નહિ, ચામડું નહિ....નર્યું હાડકાનું પાંજરૂં ! અને એથીયે ભયંકર, એ હાડપિંજરની પાસેજ એક ભયંકર—પ્રચંડ વાઘમુખો સાપ (ટાઈગર સ્નેક) ગુંચળુંવાળી સૂતો છે ! વાઘમુખો સાપ એટલે.... ખલાસ. ઓસ્ટ્રેલિયામાં એના જેવો ભયંકર બીજો સાપ થતો નથી. એ એક વાર ઝપાટો મારે એટલે ત્યાંજ રામશરણ થઇ જવાનું ! ખરેખરી આ ખાણ !

હું વિચારવા લાગ્યો કે ખરૂં ભયંકર શું ? પેલું હાડપિંજર કે આ સાપ ? હાડપિંજર જોઈને તો બ્હી જવાય, પણ સાપ એકજ પુંછડી મારે એટલે ખેલ ખતમ !

મને પાછો ફરતો જોઈ સાપ તો ફુંઉં કરતો પૂંછડું ઉંકેલી એકદમ ઉભો થયો ને એનું ચપટું માથું ડોલાવતો ડોલાવતો મારા તરફ આવવા લાગ્યો ! હાયરે, આ ગુફાની અંદર હું કયાં નાસું ? કોનો આશરો લઉં ? જીંદગીભરમાં આવી આફતમાં હું પડયો નહોતો—ને બચી જાઉં તો મરૂં ત્યાં સુધી આ વાત નહિ ભૂલાય !

મેં નાસવાનો વિચાર માંડી વાળ્યો. ડાબા હાથમાં બત્તી લીધી ને જમણા હાથમાં એક લાકડું લઈ તૈયાર થઈ ઉભો. સાપ ડોલતો ડોલતો આવ્યો. ત્યાં તો થોડે દૂરથીજ મેં પેલું લાકડું તાકીને એની ફેણ પર ખૂબ જોરથી નાંખ્યું. પણ લાકડું ઘણું જુનું હતું. ખાણની દિવાલને લાગી તે ભાંગી ગયું. સાપના માથાને સહેજસાજ વાગ્યું; પણ માથું નમાવી તે મારા બે પગ વચ્ચે આવી લાગ્યો. પણ મને ડંખે તે પહેલાં તો મેં એને જોરથી એક લાત મારી ઘણે દૂર ફેંકી દીધો.

થોડે છેટે પડી સાપ ગુસ્સાથી ગરજવા લાગ્યો. પછી એણે મારી ઉપર બીજો ધસારો લાવવાની પેરવી કરી. મેં ઝટપટ એક પત્થર ઉંચકી લીધો. એજ વેળા બત્તી મારા હાથમાંથી ખસી પડી ને બુઝાઇ ગઈ. મેં

અંધારેજ, આશરે આશરે પત્થર જોરથી ફેંક્યો. સાપને તે વાગ્યો કે નહિ, કોણ જાણે ! પણ એના ફુંફાડા સંભળાતા બંધ થયા. મને લાગ્યું, તેનું માથું છુંદાઈ ગયું હશે. મેં ઝટ-પટ દિવાસળી કાઢી ને એક સળગાવી. પણ અજવાળે સાપ ન દેખાયો—મને લાગ્યું, બ્હીકથી તે કશેક છૂપાઈ બેઠો હશે.

મેં ઊંચે જોયું. તૂટેલું દોરડું લટકતું હતું. બપોર થઈ હતી. સૂર્ય હવે માથે આવ્યો હતો, ને અજવાળું ખાણમાં થોડું થોડું પડતું હતું. મને થયું, જાણે સૂરજ આકાશમાં બેસી મારી ઠેકડી બનાવતો ખડખડ હસી રહ્યો છે !

ગમે તેમ, સાહસ કરી હું તો ફરી વાર ભોંયરે પેઠો; અને હાડપિં-

## ભૂલભૂલામણિ



દડો લેવા રમણને કયે રસ્તે જવું પડશે ?

જર વટાવી ભોંયરાને બીજે નાકે પ-હોંચ્યો. ચોમેર નજર કરી, પણ સાપ ન દેખાયો. પણ તે ક્યાંક છૂપાઈને સારો લાગ ખોળતો હશે, એ વિષે મને શક નહોતો.

ભોંયરાને નાકે મને એક કોટડી નજરે પડી. સાતેક ફુટ ઉંચી હશે. ઉંચે જોયું તો મેલું પાણી ટપકતું જણાયું—લાકડાની છતમાંથી વરસાદનું પાણીજ ગળ્યું હશે. પણ હાય! ખાણ-માંથી બહાર નીકળવાનો એકેક ઉપાય કોટડીમાં નહોતો.

(૬)

**કો**ટડીમાંથી નીકળી હું ભોંયરામાં આવતો હતો એવામાં મારી બત્તીનું અજવાળું પગ આગળના એક પીળા પત્થર પર પડયું. તેના પર મટોડી વિખરાયલી પડી હતી. મેં નીચા વળી તે પત્થર ઉચકયો. બરાબર જોઉં છું તો એ પત્થર નહોતો, એ તો હતો સોનાનો કટકો! વજન હશે ત્રણ શેરની આસપાસ. ક્ષણભર મારી આફત ભૂલી હું વિચારમાં પડયો. અહાહા! અહિં તો બીજું ઘણુંય સોનું હોવું જોઇએ! લોભે લાલચે જાણે મારું શરીર નાચી ઉઠયું.

પણ તે કેટલી વાર?—માંડ બે મિનિટ. એટલામાં તો મારી બત્તી બુઝાવા આવી. મને સાચી સ્થિતિનું ભાન થયું ને મારો આનન્દ ઉડી ગયો. નછૂટકે પેલી કોટડી તરફ હું પાછો ફર્યો. મેં ઉંઘી જવાનો પ્રયત્ન કરી જોયો, પણ ભૂત અને સાપના ડરથી મને ઉંઘ ન આવી. બહાર કેમ નીકળવું એનોજ વિચાર મગજમાં ઘુમ્યા કરે. એકેક કલાક મને જાણે એકેક વરસ જેવડો લાંબો લાગ્યો!

પણ છુટકારાનો ઉપાય હોય કયાં, કે જડે? હું ખાણમાં ઉતર્યો છું એ વાતની કોઈને ખબર નહોતી. હાય! ભૂખમરાથી કે સર્પદંશથી મરી જવા-નેજ હું ખાણમાં ઉતર્યો હતો! બચ-વાની કશીય આશા નહોતી.

(૭)

**આ** રીતે એ ખાણમાં મેં ત્રણ દિવસ કાઢયા. મારી પાસેની મીણબત્તીઓ ખલાસ થઈ ગઈ હતી. ફક્ત મૃત્યુની વાટ જોતો હું બેઠો હતો.

ખાણમાં ક્યાંક ક્યાંક કોઇ ઝરણનું જળ ઝરપતું હતું. તે પીને જેમ તેમ મારી તરસ હું મટાડતો. પણ ભૂખ લાગે તેનો કંઈજ ઉપાય નહોતો!

દિવસે સૂરજનું અજવાળું ખાણમાં પડતું. તે અજવાળે મને સોનાના કટકા તો બીજાય થોડા જડયા. પણ એ સોનું શા ખપનું? ન ખવાય, ન પીવાય! મને કોઈ બચાવે, તો તેનો ગુલામ થઈને રહેવા હું તૈયાર હતો. પણ બચાવે કોણ?

મૃત્યુ ધીમે ધીમે જાણે મારા માથાપર ઘુમી રહ્યું હતું. પરન્તુ હું ન મર્યો,—બચી ગયો. શાથી બચ્યો? કોણે બચાવ્યો? અહા....એ જાદુ હશે, શું હશે?

અકટોબર નવેમ્બર મહિને એ ભાગમાં પુષ્કળ વરસાદ પડે. ગગડાટ તો એવા થાય કે કાન પણ બહેર મારી જાય. આખું આકાશ જાણે વિજળીથી ઝળહળી ઉઠે....બસ્સ! એક દિવસ,—ચોથેજ દિવસે કહોને—આખું આકાશ અંધારૂં ઘોર થઈ ગયું. ને ઝાગમગ ઝગમગ વરસાદ પડવા માંડયો. વરસાદ તે કેવો? જાણે બારે મેઘ તૂટી પડયા! જાણે આકાશમાં દરિયો ઉલટયો! એવો જબરો વરસાદ મેં જીંદગીભરમાં જોયો નથી.

એ વરસાદનું પાણી જાણે મોટા ધોધની પેઠે જંગલમાંથી ખાણમાં ધડધડ પડવા લાગ્યું. ખાણની આજુબાજુ ઉપર મોટી મોરીઓ હતી. એ મોરીઓનું પાણી ખાણમાં ભેગું થવા લાગ્યું; ને—ને એ પાણીમાં જાત જાતના સાપ ને દેડકા ને બીજાં જીવડાં તરતાં આવવા લાગ્યાં.

અચાનક પાસેજ, પેલો મારો દોસ્ત વાઘલીયો સાપ મારી નજરે પડયો. આ વેળા પથરો મારી હું તેને સહેજે મારી નાંખી શકયો.

એ તો....સાપને માર્યો. પણ પાણીનું શું? તે તો પળે પળે ખાણમાં ઉંચું ને ઉંચું વધતું હતું. થોડા વખતમાં તો મારા પગ, કમ્મર ને પછી છાતી પણ બુડી ગઈ....મને લાગ્યું.... ખલાસ; ભૂખમરે નહિ, સર્પદંશે નહિ, બુડીને હું મરી જવાનો!

પાણી તો વધતુંજ ચાલ્યું. હવે

ઉભા રહેવાય તેવું નહોતું. માથાની યે ઉપર પાણી જતું હતું. મેં તરવાનો પ્રયાસ કર્યો. પણ વરસાદ તો પડયોજ જતો હતો. હું તે કેટલોક કાળ તરીશ, તરી શકીશ? થાકેલો, અકળાયલો, સપડાયલો હું!

વરસાદ કહે મારૂં કામ. મોરીઓમાંથી ભગભગભગ પાણી ખાણમાં પડયું જતું હતું! પણ રે,....એજ પાણી મારો તારણહાર બન્યું! એક આફતે મને બીજી આફતમાંથી છોડવ્યો. ખાણમાંનું પાણી પન્દર ફુટ ઉંચું ચઢયું. હવે મારાથી તરાતું નહોતું. અચાનક મેં બે હાથ ઉંચા કર્યા તો, ઓ ભગવાન! દોરડાનો તૂટેલો છેડો મારા હાથ સાથે અથડાયો. મેં બંને હાથે તેને પકડી લીધો........ને ધીમે ધીમે, ઝૂલતો ઝૂલતો એ દોરડું પકડી કેવી રીતે હું ખાણની બહાર આવ્યો તે તો મને અત્યારે યાદ પણ નથી!

ખાણની બહાર હું કેટલો વખત પડી રહ્યો હઈશ? કોણ જાણે? બેત્રણ કલાક હશે. પછી ધીમે ધીમે ઉઠી હું મારે મુકામે–તંબુએ પાછો ફર્યો. તે વેળા વરસાદ નહોતો. તંબુમાં પતેલી ભરીને કાચું સૂકું માંસ હતું. ભૂખની આગમાં ભડભડ બળતો હું તે જેમનું તેમ ચાવવા લાગ્યો.

સાજા થયા કેડે મેં પોલિસ ખાતામાં ખબર કરી કે ખાણની અંદર એક હાડપિંજર પડયું છે. ખાણમાંનું પાણી સૂકાતાં પોલિસના માણસો ખાણમાં ઉતર્યા અને હાડપિંજર બહાર કાઢયું. પછી જણાયું કે એ કોઇક મુસાફર હતો. ચાલતાં ચાલતાં અચાનક ખાણમાં ગબડી પડેલો,–ને પછી એની ખબર પડેય કોને?

ને મારી દશા પણ તેવીજ થવાની હતી! કુદરતની લીલાથી હું બચી ગયો. થોડે દહાડે એક નોકર સાથે હું ફરીથી ખાણમાં ઉતર્યો. પણ દોરડું ખૂબ મજબૂત હતું–કશી આફત ન આવી.

ને–એ ખાણમાંથી પાંચસો તોલા સોનું પણ મને મળેલું."

સાહસ અને સંકટ બે જોડેજ હોય, પણ તેના વિના કદિ આગળ પણ નજ વધાય ને!

# મધપૂડો

ચંચળબેનઃ કેમ કૈલાસબેન, આજ કંઇ મોડું થયું ? રોજ તો વહેલી વહેલી આવે છે !

કૈલાસઃ મોટી બેન, મારો વાંક નથી. આજે હું નિશાળે આવવા તૈયાર થઇ, એટલામાં મારા બચુભાઇએ કબાટમાંથી કહાડતાં મધની શીશી પાડી નાંખી. તે ફુટી ગઇ. તેના કાચ કોઇને વાગે નહિ માટે વીણીને નાંખી દેવા રહી, એટલે જરા વાર લાગી.

ચંચળબેનઃ સારૂં. તું મધ ખાય છે કે ?

કૈલાસઃ હું તો કોઈક વાર દવામાં ચાટું છું; પણ મારો બચુભાઈ છે ને, તે તો રોજ મધ ખાય છે. રોટલીમાં મધ, ભાખરીમાં મધ, દૂધમાં મધ, બધામાંજ મધ લે છે. મારી બા એને ખાંડ બહુ ખાવા નથી આપતી. એ નાનો હતો ત્યારે એને કરમ થયેલા, અને માંદો પડેલો; એટલે મારા દાક્તર કાકાએ તેને ખાંડને બદલે મધ ખવડાવવાનું કહેલું. એ તો

રોજ હોંસે હોંસે મધ ખાય છે; હવે ખાંડ તો ભાવતીજ નથી.

ચંચળબેન: તમે મધ કયાંથી લાવો છો?

કૈલાસ: એ મને ખબર નથી. મારા બાપુજી મંગાવે છે. પણ એક દહાડો મારાં વિદ્યામાસીએ મારી જીકાકી જોડે રાજપુરથી મધનો ભરેલો મોટો શીશો મોકલ્યો'તો. તે મધ તો બહુજ ગળ્યું હતું. મોટી બેન, એ શેમાંથી બનતું હશે? અમને કહોને.

ચંચળબેન: સારૂં. ચાલો તમને કહું. જા તારી જગાએ. તારૂં દફતર મૂકીને મોટા વર્ગમાંથી મધની શીશી લઇ આવ. જોજે.... સાચવજે હોં,....ફુટે નહિ........ જડશે ને તને?

કૈલાસ: હા. (લઇ આવીને) લો, આ શીશી લાવી.

ચંચળબેનઃ જેણે મધ ન ખાધું હોય તે ઉભાં થાવ.....ઓહો, કોઇજ નહિ. તમે બધાંએ મધ ખાધું છે? સારૂં.

કોઇએ મધપૂડો જોયો છે?

સુભાઃ હા. મેં જોયો છે.

ચંચળબેનઃ કયાં આગળ જોયો છે?

સુભાઃ મારા શંકરકાકાનું ઘર છે ને, તેની પાસે મોટું મકાન છે. તેના ઉપલા માળે બારી પાસે એક મધપૂડો છે. તે મકાન બંધનું બંધજ રહે છે.

ચંચળબેનઃ બીજા કોઇએ જોયો છે?....કોઇએ જોયો નથી? સારૂં.

આપણી નિશાળના દરવાજા આગળ પેલું ઝાડ છે, તેના ઉપર એક મધપૂડો છે. ચાલો બધાં, આપણે એ ઝાડ તળે જઇએ.... ધીમેથી એકએક બહાર નીકળો.

બધાં અહિં બેસી જાવ.... દરેકને દેખાશે હોં. જુઓ પેલુ કાળું કાળું લટકે છે તે મધપૂડો છે. એમાં મધમાખો રહે છે. માખો મધ લાવી મધપૂડામાં સંઘરી મૂકે છે.

કૈલાસઃ એ કયાંથી લાવતી હશે?

ચંચળબેન: જંગલમાંથી. દરેક ફુલ, ઝાડમાં મીઠો રસ હોય છે. ફુલમાંથી મધમાખી તે ચૂસી લાવી પોતાના મધપૂડામાં ભરી મૂકે છે.

સુભા: એ શા માટે ભેગું કરતી હશે ?

તેથી તેઓ મધને સંઘરી મૂકે છે. આપણે ઘેર આપણે દાળ, ચોખા, જુવાર, બાજરી, ઘઉં બધું ભરી મૂકીએ છીએ ને, તેમ.

વાણુ: આ મધપૂડો અહિં કેમ બાંધ્યો છે ?


ગુણમય ગોળાકાર અધિક અમૃતનો ભરિયો,
સ્રીઓ સહસ્ર દશવીસ કબુલ તે નરને કરિયો.
જે કોઈ પાસે જાય નાર દુઃખ તેને દે છે,
અહોનિશ આઠે જામ મીઠા રસ તેનો લે છે.
તે નરને મારે પારધિ રૂધિર સરવજન ખાય છે
શામળ કહે માંસ રૂધિર સદા, ચૌટામાં વેચાય છે.

જવાબ: :મધપૂડો

ચંચળબેનઃ મધ તો મધમાખોનો ખોરાક છે. જ્યારે વરસાદ વરસે અને ફુલઝાડ ઘણાંજ ખીલે ત્યારે તો તેમને બધેજ મધ ખાવાનું મળે. પણ જ્યારે એ બધાં કરમાઇ જાય ત્યારે તેમને મધ ન મળે અને ભૂખે મરવું પડે ને ?

ચંચળબેનઃ એ તો તેમની મરજીમાં આવે ત્યાં બાંધે. ઝાડ ઉપર, કોઇના ઘરમાં અથવા ગમે તે જગાએ. પણ ઘણું ખરૂં તે ઝાડ ઉપર વધારે બાંધે છે. જંગલમાં તેમને ફુલઝાડમાંથી મધ જલદી મળે, એટલે જંગલમાં ગામના

કરતાં વધારે મધપૂડા હોય છે.

સુશીલાઃ મોટીબેન ! આપણે આ મધપૂડો લઈ લોને, તેમાંથી કાઢી આપણે મધ ખાઇશું.

ચંચળબેનઃ ના, આપણને લેતાં ન ફાવે. મધમાખો કરડી ખાય. કોળી–ભીલ લોકો મધ ઉતારવાનો ધંધો કરે છે, તે તેને ઉતારી લે. તેઓ આખે શરીરે કાળો કામળો ઓઢીને હાથમાં બળતું છાણું લઇને મધપૂડા આગળ જાય: છાણાની ધૂણીને લીધે માખો બધી ઉડી જાય એટલે મધપૂડો ઉતારી લે અને પછી તેમાંથી મધ કાઢીને આપણે ત્યાં બજારમાં વેચી જાય. જ્યાં ભીલ કોળીની વસ્તી વધારે હોય અને જ્યાં જંગલ હોય ત્યાંથી મધ બહુજ મળે. આ કૈલાસબ્હેનને ત્યાં રાજપુરથી મધ આવ્યું હતું. રાજપુરની આજુબાજુ જંગલ છે અને એ બાજુ કોળી ભીલની વસ્તી ઘણીજ છે.

કપિલાબ્હેન ! જાવ ને પેલી સીતાબાઇને કહો કે મોટી કલાસના કબાટમાંથી સૂકો મધપૂડો કાઢી આપે.

કપિલાઃ લો, આ સૂકો મધપૂડો લાવી.

ચંચળબેનઃ જુઓ, આ મધપૂડો છે, તેમાં મધ નથી. આ મધપૂડાનું મધ કોઇ ભીલ–કોળી લોકોએ કાઢી લીધું નથી, પણ માખોજ ખાઇ ગઈ છે એટલે એ આખો જણાય છે. એ પૂડાને ગરમ પાણીમાં ઉકાળવાથી તેનું મીણ બને છે.

લો, એકે એકે આ મધપૂડો જુઓ....જોજો તૂટે નહિ. હોં.... સંભાળજો.

....લાવો, જોઇ રહ્યાં ? વીરૂ બેન ! આ તમે મૂકી આવો; અને ચાલો, આપણે બધાં વર્ગમાં જઇએ, અને મધપૂડા વિષેનો પાઠ વાંચીએ.

રાo પ્રભુ.

## ચિ*ત્ર*વા*ર્તા

( એકવીસમે પાને આપેલી વાતનું લખાણ )

રમણ અને તારા બે ભાઈ બ્હેન. તેમની પાસે એક કુરકુરિયું હતું. તારાના કાકાએ મેળામાંથી ગાડી અપાવી. તારા રમણને કહેઃ ભાઇ, આપણે ગાડી ગાડી રમીશું ? પછી ગાડી સાથે કુરકુરિયું જોડયું. ગાડીમાં બંને ઢીંગલીને બેસાડી. ગાડી ચાલવા માંડી. એટ-લામાં દાદર પર 'મ્યાઉં' સંભળાયું.

(૨)

મ્યાઉં સાંભળતાંજ ટીપુ તો બિલ્લીને પકડવા દોડયો ને ગાડી ખેંચાઇ ગઇ.

(૩)

ગાડી ઉથલી પડી ને ભાંગી ગઇ. બંને ઢીંગલીઓને વાગ્યું. ટીપુ ભોંઠો પડયો. રમણે ઢીંગલીઓને ઉપાડી લીધી.

(૪)

તારા તો ખૂબ રડવા લાગીઃ એં એં એં! મારી બચીઓને બહુ વાગ્યું. રમણ કહેઃ ગભરા નહિ. તું બંનેને સુવાડ. હું ડાકટર થઇને આવું છું.

(૫)

ઢીંગલીઓ પલંગમાં સૂતી. રમણે ડાકટર થઇ નાડ તપાસી. તારા ઢીંગલીને દવા પીવડાવવામાં પડી.






( ૪૫ મા પાનાથી ચાલુ )

બીજી બાજુ પેલા સાચા જબરાભાઈ તો મોજથી નહાવા પડેલા. સારી પેઠે ડીલ ચોળ્યું. માથું બોળ્યું. નહાયાજ કીધું. પછી કેટલી વારે ટુવાલથી ડીલ લુછતાં લુછતાં બહાર આવીને જુએ છે તો ડોળી ગેબ!

આ શું? જાદુ કે મંતર! ડોળી ક્યાં ગઈ? જબરાભાઇએ તો આમ જોયું ને તેમ જોયું; પશ્ચિમમાં જોયું ને પૂરવમાં જોયું. પણ પાલખીજ ન મળે. પછી ધાર્યું: ભોઇઓ બડા સેતાન દેખું. હું રહ્યો પાછળ ને પોતે તો ખાસ્સા આગળ ધસી ગયા.

એમ ધારી એણે તો ચાલવા માંડ્યું. થોડું ચાલે છે ત્યાં તો દૂર ઉડતી ધુળમાં ડોળી જતી નજરે પડી. જબરાભાઈએ ઝડપથી ટાંટીયા ઉપાડયા. જાણે દોટજ મૂકી કહોને! કૂદતા ફાળ ભરતા એ ભાઈ તો આવી લાગ્યા પાલખી પાસે. આવતાંજ છેલ્લા ભોઈને ધમ્મ દઇને વાંસામાં એક મૂક્કો લગાવ્યો ને કહ્યું: હરામી, કોના હુકમથી પાલખી ઉપાડી?—

બિચારો ભોઈ ખસિયાણો પડી જઈ બોલ્યો: વાહ! તમેજ પાલખી ઉંચકવા કહ્યું ને હવે આમ મારો છો? ધમ્મ દઇને મુક્કો લગાવ્યો તે! ઉંચકવાનું શા માટે કહ્યું!

જબરાભાઈ બોલ્યા: ચૂપ રહે, લુચ્ચા! હું તો નહાવા ગયો'તો. મારા આવ્યા સિવાય પાલખી કેમ ઉંચકી!

મધપૂડો



ચાકીવ

સિંહની ત્રાડ

ત્યાં તો એમ ને એમ શોરબકોર થઈ પડયો. ભોઇએ બધાએ ડોળી મૂકી દીધી ને ખૂબ ઘોંઘાટ મચાવ્યોઃ અમે શું કરીએ? તુંજ બોલેલો–તેંજ કહ્યું! હવે ફરી જાય છે! આવો કોઇ ન જોયો!

બધાજ બોલે છે જોઈ જબરાભાઈ તો સડક થઈ ગયા. બધા કંઈ જૂઠું બોલે? બધા કંઈ ખોટું બોલે?

એ આમ દિંગ થઈને ઉભો છે ત્યાં તો નવું કૌતક બન્યું! પાસેજ પેલો બનાવટી જબરાભાઈ આવીને ઉભો રહ્યો. ધાંટો પાડી તે બોલ્યોઃ કેમરે ભોઈડાઓ! પાલખી કેમ ઉતારી? ઉંચકો પાલખી!

હવે જોઈ લ્યો બિચારા ભોઈઓનો ફજેતો! આ શું? બબ્બે જબરાભાઈ! જેવો એક, તેવોજ બીજો. તેવુંજ મોઢું, તેવાંજ લુગડાં, તેવીજ બોલચાલ, તેવુંજ બધું–જરાયે ફેર નહિ ને! એક કીડી સરખો પણ નહિ! તેઓ તો બાપડા ગભરાઈજ ગયા.

ને જબરારામ! તેય જાણે ઠરી ગયો! આ વળી કોણ?

પેલા બનાવટી જબરાભાઈ–આપણે તો એને મધાજ કહીશું–મધાજી બોલ્યાઃ કોણ છેરે એઈ? મારી ડોળી સાથે ગડબડ કેમ કરે છે?

સાચા જબરાભાઈ બોલ્યાઃ ડોળી તું ક્યાંથી લાવ્યો? ડોળી તો મારી છે. સાસરેથી વહુને તેડીને મારે ઘેર જાઉં છું—

ભવાં ચઢાવી મધો બોલ્યોઃ એક થાપટ મારીશને, તો બત્રીસ દાંત પાડી નાંખીશ! હીહીહીહીહી–બોલ્યા, વહુ લઈને જાઉં છું. વહુ કોની ને વાત કેવી? ચોર....બદમાશ....ઠગારો....

હવે જબરાભાઇનું ઇંજીન પણ તપી ગયું. તેણે પણ તરડાઈને ધાંટો કાઢયોઃ ચૂપ રહે હરામી, લફંગા.... ધાડપાડુ!

ત્યાં તો આમ બે જણાની સખત વઢવાડ શરૂ થઈ. વાતવાતમાં આસપાસથી સોબસો માણસ ભેળા થઇ ગયા. તમાશાને કંઈ તેડું છે? સૌએ કહ્યુંઃ અલ્યા ભાઈ, લડોછ શા સારૂ? ચાલોને, ગામના કોટવાળ પાસે.

પછી આખું હાઉસન જાઉસન ગયું

કોટવાળ પાસેઃ ફરિયાદ છે, ફરિયાદ !

કોટવાળ સાહેબ ખાઇ કરી કચેરીમાં બેઠેલા. બેએક વાગ્યાજ હશેને !

બોલ્યાઃ શી ફરિયાદ છે ?

જબરાભાઇ કહેઃ હજુર, હું સાસરેથી મારી વહુને તેડી ઘેર જતો હતો. રસ્તે વાવ પાસે ડોળી ઉતારીને હું નહાવા ગયો. એટલામાં આ હરામી આવીને મારી ડોળી ઉપડાવી ભાગી જતો'તો !

સાથે સાથેજ મઘો પણ બોલ્યોઃ ખોટી વાત ખોટી વાત. વહુ મારી છે. હું તેને ડોળીમાં લઇ જતો હતો. આ ઠગ, લુચ્ચાએ વચમાં પાલખી અટકાવી પાડી.

કોટવાળ પણ વિચારમાં પડયાઃ બંનેના ચહેરા સરખા છે. કરવું શું ? હાંઆંઆં....વહુનું નામ પૂછીએ. એ ઠીક છે.

મોટેથી બોલ્યાઃ

બોલોરે, અલ્યાઓ ! વહુનું નામ શું ? કોને આવડે છે ?

ત્યાં તો બંને એકી સાથે બોલી પડયાઃ ગંગા........

કોટવાળ વિચારમાં પડયા. આ મામલો ભારે ભાઈ !–પછી પૂછ્યુંઃ

ડોળીનું ભાડું શું ઠર્યું છે ?

બંને બોલી ઉઠયાઃ સાડાત્રણ રૂપિયા !

પછી બોલાવ્યા ભોઈને. પૂછ્યુંઃ અલ્યા ભોઈઓ, તમારી ડોળી ભાડે કરવા કોણ આવેલું ?

તેઓ કહેઃ કોણ જાણે ભઇશાબ ! આ બેમાંથી કોઈ એક હતું !

કોટવાળ કહેઃ વહુને બોલાવો.

ગંગાબાઈ ઘૂમટો તાણી–તે વેળા તો બધા બૈરાં ઘૂમટો તાણતાં ને !–કચેરીમાં પધાર્યાં. કોટવાળે પૂછ્યુંઃ તારો વર કોણ, ઓળખી લે.

ગંગાબાઈ તો જાણે પત્થરનું પૂતળું !

વર કોણ હશે ? બેય જાણે એક મગની બે ફાડ ! અરે, ગાલ પરનો તલ પણ બંનેને એક સરખો ! બિચારી મુંગી મંતર ઉભી રહી. શું બોલે ?

કોટવાળ કહેઃ હં ! હં ! હવે સમજાયું ! તમારા બેમાંથી એક વેશધારી ભૂત કે રાક્ષસ છે. કંઈ વાંધો નહિ.

તેનોય રસ્તો કાઢીશું. આજે બધાને ચો-કીમાં પૂરો. કાલે નક્કી ઇન્સાફ અપાશે.

જબરાભાઈ બોલી ઉઠયોઃ પણ સાહેબ, હું તો ફરિયાદી છું. મારે પણ ગોંધાવાનું ?

મઘો પણ ફફડી ઉઠયોઃ આવો તે ઈન્સાફ ! મારે આજેજ વહુને તેડી ઘેર પહોંચવાનું હતું !

પણ કોટવાળકાકા જરાયે પલળે તેવા નહોતા. તેમણે તો હુકમ કર્યો કે ત્રણેને જુદી જુદી ઓરડીમાં ગોંધી મૂકો.

પછી ત્રણેને ગોંધ્યા. વચલી કોટ-ડીમાં ગંગાબાઈ. આજુબાજુની ઓર-ડીમાં પેલા બંને જબરાભાઈ. એક સાચો ને એક ખોટો. બારણે લાગ્યાં ખંભાતી તાળાં. તે વેળા તો ખંભા-તનાં તાળાં એટલે ખલાસ ! એવાં તાળાં આખી દુનિયામાં નહિ બનતાં.

ચાવી કોટવાળકાકાએ પોતાની કમ્મરે ખોસી.

☞ ..............................આ વાતનો બાકીનો ભાગ ૭૫ મે પાને વાંચો



## રમુજી ભૂગોળ: મુંબાઇ

**ભૂલેશ્વર**—પરમેશ્વર પણ જ્યાં ભૂલા પડે એવી ભીડવાળો રસ્તો.

**વડગાદી**—વડ પર ગાદી બિછાવી નાક બોલાવી ઉંઘવાનું ઠેકાણું.

**નળબજાર**—નળ રાજાએ દમયંતીના સ્વયંવર વેળા ભરેલો બજાર.

**ગામદેવી**—દેવીઓજ જ્યાં રહે છે એવો ગામનો ભાગ.

**ભાંગવાડી**—ભાંગ પીધા પછી લટાર મારવાની જગા.

**મગભાત ગલી**—મગભાત ખાઇ જાડા થયેલા માણસોનાં રહેઠાણની જગા.

**કુકકર વાડી**—જ્યાં એક પણ કુક્કર નજરે નહિ પડે એવી જગા !





# પત્થરની ઘો

એક સાચો બનેલો રમુજી કિસ્સો

એક મિયાં હતા. તે આંખે જરા ઓછું દેખતા હતા. તેમના ઘર સામેજ એક સરગવાનું ઝાડ હતું.

એક દિવસ મિયાંજીના લડકાએ એ ઝાડના થડમાં પોલાણુ હતું તેમાં એક પત્થર ઠોકી દીધો. મિયાં વર્ષો થયાં એ ઝાડના પોલાણુનું નિશાન રાખી બારણા આગળ હુક્કો ગુડગુડાવતા બેસતા.

નિયમ મુજબ મિયાંજી બારણા આગળ બેઠા હતા. બપોરનો ધોમ ધખતો હતો. મિયાંએ ઝાડ સામે નજર કરી. પોલાણુ દેખાયું નહિ એટલે મિયાં વહેમાયા. આંખો તાણી તાણીને જોવા લાગ્યા. સરગવાના પોલાણુમાં તેમને ઘો છૂપી રહેલી દેખાઇ.

ઘો દેખી મિયાંને પાણી ચઢયું. ઘરમાં જઇ બેનાળી પીસ્તોલ લઇ આવ્યા—બારણા વચ્ચોવચ્ચ બેઠા.

પીસ્તોલ તાકી, પણ બરાબર ગોઠયું નહિ એટલે જરા આગળ આવી માંચો પાથરી બેઠા. ફરી પિસ્તોલ તાકી. મિયાંએ આંખો તેજ કરી જોયું "નક્કી ઘો છે." વખતે કામ લાગે ધારી ધોકો પણ પાસેજ રાખ્યો હતો.

ઘોડો દાબ્યો ને સનસનાટ કરતી બે ગોળીઓ છૂટી. ઘો

ઘાને ઠેકાણે રહી ને ગાળીઓ નાઠા કુંભારે ખડકી રાખેલાં વાસણોમાં પેસી ગઈ. બિચારો કુંભાર ખાવા બેઠા હતો તે ભડકી બહાર દોડી આવ્યો. જુએ છે તો નિંભાડામાં વાસણના ભુક્કે ભુક્કા. ને સામે મિયાં હાથમાં પીસ્તોલ લઇ ફરી નિશાન તાકવાની તૈયારી કરતા બેઠેલા. કુંભારને જોઇ મિયાં બોલી ઉઠ્યા:

" નાથિયા, કુછ ફીકર નહિ, દોસ્ત. સાલે ઘોકો ઠાર કર દેતા હું."

નાથો વિચારમાં પડયો કે આ મિયાં ઘર આંગણે કયી ઘો મારવા બેઠા છે! તે કંઇ બોલે તે પહેલાં તો મિયાંએ આગળ ચલાવ્યું; " નાથિયા, તુમકો ફીર કુછ હરકત નહિ હોવેગી. દોસ્ત, એક બખ્ત તો સાલે મેં નિશાન ચૂક ગયા. પર અબ દુસરે બખ્ત તો સચમૂચ ઘોકો ઠાર—ઔર ઠાર કર દુંગા ! "

કુંભારે જોયું કે મિયાં વાસણ ફુટવાની વાત તો ઉડાવીજ દે છે ને ફરી ફરી નિશાન અજમાવવાની વાતો કરે છે! બૂમો પાડી તેણે ગામ લોકોને ભેગા કર્યા ને મિયાંએ વાસણ ફોડ્યા એમ ફરિયાદ કરી.

નાથિયાની આ બેવકૂફી જોઇ મિયાં બોલ્યા, "સાલે વો કુંભાર કુછ સૂનતા ભી નહિ ઔર સમજતા ભી નહિ. હમ જબ ઘોકો ઠાર કરનેકી બાત કર રહે હૈં, તબ વો બરતન ભાંગનેકી ફરિયાદ લાતે હૈ. કૈસા અંધેરા !"

ઘોની વાત સાંભળી લોકોએ મિયાંને ઘો કયાં હતી એ બતાવવા કહ્યું. ત્યારે મિયાં હાથ ચીંધી કહે "દેખો, વો ઝાડમેં જો ધોલા ધોલા દીખાતા હૈ વો ઘો બેઠ રહી હૈ. કયાં, અમીરમહમદ ! તુમને નહિ દેખી ?" અમીરમહમદે માથું ધુણાવ્યું એટલે મિયાંએ ફરી ચલાવ્યું:

"ઓ—ઓ,....ધોલાસા દીખાતા વો ઘો નહિ હોવેગી તો કુછ બીલ્લી ચુવા તો કૈસે હોવે? દેખો. દેખો. ઉસકો હમ અબ ઠાર કર દેતા હું" એટલું કહી મિયાંએ ફરી પીસ્તોલ ઉંચકી.

લોકો મિયાંને લઇને ઝાડ પાસે ગયા. ને મિયાંએ બતાવેલી જગાએ ધારી ધારીને જોયું. થોડી વારમાં સૌની અજાયબી વચ્ચે માલમ પડયું કે મિયાંએ તો પોલાણુમાં પૂરેલા પત્થરને ઘો માની પીસ્તોલ છોડી હતી ને નાહકનાં બિચારા કુંભારનાં વાસણુ ફોડ્યાં હતાં!

ટોળામાં હસાહસ થઇ રહી. એટલામાં ખુણામાંથી અવાજ આવ્યો: "એ તો, મેંને પોલ દેખકે પત્થર ઠોક દીયા હૈ."

એ અવાજ મિયાંના સુપુત્રનો હતો.

સાચેસાચી બનેલી આ વાત છે.

રા૦ રમણુલાલ પી. સોની



## વિયેનાના રસ્તા:

વિયેનાનું નામ તો તમે સાંભળ્યુંજ હશે; પેલું આસ્ટ્રીયાની રાજધાનીનું શહેર. એ શહેરના રસ્તાની વાત જાણુવા જેવી છે. શિયાળામાં રસ્તા એટલા ઠંડા થઇ જાય કે તે પર ચલાય નહિ. જોડા પહેરે તોય ન ચલાય. એનો ઉપાય શું? સંચો! માણુસ કંઇ એમ ડરી જવાનો હતો! ત્યાં રાજ તરફથી વિજળીના એવા સંચા ગોઠવ્યા છે કે તેનાથી રસ્તા ગરમ ગરમ થાય છે ને શિયાળામાં ઉઘાડે ચાલવાની ઓર મજા આવે છે.



# લાડ કાવ્યો

મારી પાસે બિલ્લી
તેનું નામ ટિલ્લી
કાળી કાળી છેક
કપાળે ડાઘો એક
ટીલા જેવો લાગે તે
તેથી નામ પાડયું એ.

બકબક બકબક કરતી એક
બકરી મેં તો પાળી'તી
ફળીયામાં તે રમતી કુદતી
દાણો દુણો ખાતી'તી
સાંજે ને સ્હવારે રોજ
મીઠું દુધ તે દેતી'તી

રાતે મારી સોડમાં એ
મારી બચુડી સૂતી'તી!

ગોકળ આઠમનો મેળો
તેમાં હું ગયેલો
કાકાજીની સાથે
કીકી પણ સંગાથે
રમકડાંની દુકાને
ઉભાં અમે જોવાને
હાથી, ઘોડા, હરણ
લેવાનું તો થાય મન

એક સસલું એવું
આંખો મીંચે
પુંછડી વીંઝે
કુદકો મારે
હોઠ ફફડાવે
જાણે લેવા જેવું
કાકાજી તો પૂછે
કિંમત એની શું છે?
માંગ્યા રૂપિયા ચાર
મોંઘું તો અપાર
કીકી તો કાકાને કહે:
મને બસ અપાવો એ
કીકી લાગી રડવા
મોટા ડૂસકાં ભરવા
કાકાજી ગુંચવાયા
મનમાં એ મુંઝાયા
રૂપિયા ફક્ત ચાર
ખરચવા વિચાર
મારે માટે એક
લેવું હતું બૅટ
સસલું જો વસાવે
બૅટ પછી નહિ આવે

* સસલું ના લેવાય
કીકી દિલે દુભાય
કીકી હતી નાની
રડતી ના રહે છાની
કાકાને કહી વાત
સસલું કીકી માટ
ખરીદી લો હાલ
આપો એને
રડતી રહેશે
રાજી થાશે
હોંસ એની
પારજ પડતાં
થાશે ખુશખુશાલ
બૅટ તણો વિચાર
કરશું આપણુ પહોર
રમણ પાસે એક
નાનકડું છે બૅટ
તે વડે રમીશું
બંને ચલાવીશું
કીકી હસવા લાગી
કાકા થયા રાજી
મારો પણ ઉમંગ
જોઇ થયા તે દંગ!





## ફુરસદની ઘડીએ

એક કાતર
લઈ
ને
બેસો
આ
કાગળ પર
બી. બી. રેલ્વે કંપનીના
ઈંજીન
ના
ભાગો છુટા છુટા
ચીતરેલા
છે.
તે કાપી કાઢી
બરાબર ગોઠવી
એ
આખા ઈંજીનનું
ચિત્ર તૈયાર કરો

**બડી ગમ્મત આવશે**

# બાર વાગ્યા મધાના

✻ ✻ ✻ ✻ ✻
✻ ✻ ✻ ✻
✻ ✻ ✻
✻ ✻
✻

( ૬૯મા પાનાથી પૂર્ણ )

મધરાત થઈ. આખું ગામ સૂનકાર. બધા ઉંઘે છે. તે વેળા કોટવાળકાકા ચોકી આગળ આવ્યા ને કોટડીઓના બારણાં પર કાન માંડયા. ફાટમાંથી ગુપચૂપ જોયું. પહેલાં વચલી ઓરડી. તેમાં ગંગાબાઈ ચોધાર આંસુએ રડેઃ ઓ મા રે, હવે શું થશેરે? આટલું આટલું બાપુએ કહ્યું, કે મધામાં ન નીકળશો—સારૂં નહિ પડે. તો ય માને કોણ? ને આખરે પડીને આફત!

કોટવાળકાકા મનમાં બોલ્યાઃ હાં! હવે કંઈ સમજ પડે છે ખરી.

પછી ગયા બીજી કોટડીએ. એમાં હતો મધા. તે જાણે મનમાં ને મનમાં પણ બહુજ ધીરે બોલતો હતોઃ હં, લેતા જાવ બેટમજી, તમે પણ! મધાને માનતા નથી ને? હવે જોજો, માનોછ કે નહિ!

કોટવાળકાકાએ ગજવામાંથી ચાક કાઢયો ને એ કોટડી પર ઝીણું અક્ષરે એકડો કાઢયો.

પછી ગયા ત્રીજી કોટડીએ. ત્યાં હતા સાચા જબરાભાઈ. તે પણ ગણગણતા હતાઃ સાળું! આ જબરૂં! આવા ખેલ પણ દુનિયામાં થાય! શું મધામાં જવા નીકળ્યા તેથી હશે? કોણ જાણે?

કોટવાળકાકાએ તે કોટડી પર બગડો કાઢયો. પછી ઘેર જઇને સૂઈ ગયા.

સ્હવારે કચેરી ભરાઈ. લોકોની ભીડ તો ભીડ! આખું ગામ જાણે ત્યાં ઉભરાઇ પડયું. આવી ગમ્મત જોવાની કોણ છોડે? લોકો માંહે માંહે ગુસપૂસ કરે છે તેથી આખી કચેરીમાં હોહો થઈ રહી છે. ચોકીદારો આમ તેમ ફરી ચૂ....પ ચૂ....પ કર્યા કરે છે.



કોટવાળકાકા આવ્યા. કહ્યું: ચાલો, બધા ચૂપ રહો. સિપાઇઓ! એક વાંસની ભુંગળી આણો. એક નાકેથી બંધ ને બીજે નાકેથી ખુલ્લી.

સિપાઈઓ દોડયા. ભુંગળી આવી. ભુંગળી પોતાના ટેબલ પર મૂકી

કોટવાળકાકાએ કહ્યું: ચાલો, એક જણ જાવ. જે કોટડી પર એકડો લખ્યો છે, તે કોટડીના કેદીને લઈ આવો. એમ કહી તેમણે તે કોટડીની ચાવી આપી.

મઘાભાઈ આવી હાજર થયા. કચેરીમાં બે પાંજરા હતા. એક જમણે હાથે ને એક ડાબે હાથે. મઘાભાઇને જમણા હાથના પાંજરામાં ખડા કર્યા.

પછી તેડાવ્યા બગડાવાળી કોટડીના કેદી—સાચ્ચા જબરાભાઈને. ડાબા હાથને પાંજરે તેમને ખડા કર્યા. તે બિચારો તો દડદડ આંસુ પાડે છે. પછી ગંગાબાઈ આવ્યાં. તેને એક ખુરશી પર બેસાડયાં.

કોટવાળ કહે: જુઓરે અલ્યાઓ! તમે બંને સરખા છો. કોણ ખરું છે તે સમજાતું નથી. તેથી એવું નક્કી કર્યું છે, કે સાચો હોય તેણે આ ભુંગળીમાં પેસીને બહાર નીકળી બતાવવું. સત હશે તેનાથી એ કામ થશેજ. જે એ કરશે તેને સાચો માનીશું. તેને આ વહુ મળશે.

આ કસોટી જોઈ મઘાભાઈના હરખનું તો શું પૂછવું? તે તો હસાઈ મલકાઇ જાય. ખરા જબરાભાઈ પર તો આફત તૂટી પડી. ડૂસકે રડી પડી તે બોલ્યો: ઓ સાહેબ! ઓ સાહેબ! કંઈ માણસથી ભુંગળીમાં પેસાવાનું હતું?....

કોટવાળે તેને ધમકાવી કાઢયો: ચૂપ રહે બદમાશ! તુંજ હરામી છે!

ગંગાબાઈ પણ રડે કંઈ રડે!

પણ મઘાભાઈ બોલ્યા: લાવો સાહેબ! હું સાચો છું. મારા સતને બળે હું ભુંગળીમાં જઈશ. લાવો ભુંગળી. હે ભગવાન, હું ખરો છું તે બતાવજે!

ભુંગળી અપાઈ.

પછી તો મઘાભાઈએ શું કર્યું? એને તો બધી વિદ્યા આવડે. ભાઈસાહેબ તો ટપ દઇને ઝીણા બદામ જેવડા થઈ ગયા. અને ભુંગળીની અંદર પેઠા. તે અંદર જતાં કોટવાળે ભુંગળી લઈને બીજી બાજુ સપ્પટ બંધ કરી. મજબૂત બુચ લગાવી દીધો. મકદૂર શું કે મઘાથી બહાર નીકળાય?

પછી પેલા પોકેપોક મૂકતા જબરાભાઇને કહ્યું: અલ્યા ગાંડા, હવે રડે

છે શાનો? જા, જા. તુંજ ખરો છે, માણસ છે. વહુ તારી છે. લઈ જા. આમાં ગયો તે તો મઘા છે મઘા—મઘા નક્ષત્ર!

ત્યાં તો જબરાભાઈના હરખનું પૂછવુંજ શું? તે તો "કોટવાળ સાહેબની જે, કોટવાળસાબની જે" એમ પોકારી ઉઠયો. ગંગાબાઇ પણ રાજી રાજી. બંને જણાં પછી કોટવાળને પગે લાગી રસ્તે પડયાં.

પછી કોટવાળકાકા મોટેથી બોલ્યાઃ સિપાઇઓ, આ મઘો હરામી છે. લોકોને બહુ દુઃખ દે છે. આ ભુંગળીને દરિયામાં પધરાવી દો, કે હંમેશનું દુઃખ જાય.

એમ સાંભળતાં મઘાભાઈના પેટમાં લ્હાય લાગી! તે ડુસકે ડુસકે રડી પડયો. બોલ્યોઃ ઓ હજુર, ઓ સાહેબ, ઓ કોટવાળજી! માફ કરો, માફ કરો. મેં કાન આમળ્યા! હું લખી આપું–હવે કદિ કોઈને નહિ કનડું.

કોટવાળ કહેઃ તારો ભરોસો શું? છોડી દઉં, એટલે પાછો તું તો એવો ને એવો!

મઘા કાકલૂદી કરતો કહેઃ ના મહારાજ, ના. હવે કદિ આવું તોફાન નહિ કરૂં. તમે કહો તેવી ખાતરી આપું.

કોટવાળકાકા કહેઃ તારી જનોઈ કાઢીને મને આપી દે અને કબુલ કર કે હવે કોઇને કશી રીતે નહિ કનડું. એટલે બસ.

મઘા તો નક્ષત્ર. બ્રાહ્મણ ગણાય. જનોઇ પહેરે. બ્રાહ્મણને જનોઈ કાઢી આપવી પડે તેના જેવું અપમાનજ કયું?

પણ જીવ કોને વહાલો નથી?

ભાઇસાહેબ તૈયાર થયા. જનોઈ કાઢી આપવાનું કબુલ કર્યું.

પછી ભુંગળીનું મ્હોં ખોલ્યું. મઘાએ હાથ ઉંચો કરી જનોઈ આપી તે લઇને કોટવાળકાકાએ એક લાકડાની દાબડીમાં મૂકી. પછી મઘાને બહાર કાઢયો–છૂટો કર્યો.

કોટવાળસાહેબે બૂમ પાડીઃ સિપાઈ, ઘાસ લાવ. દિવાસળી લાવ. ભડકો કર.

તરત ઘાસ આવ્યું. ભડકો થયો;

કોટવાળે પેલી દાબડી તેમાં નાંખી દીધીઃ મધાની જનોઈ બળીને ભસ્મ થઈ.

કોટવાળે કહ્યુંઃ જારે અલ્યા મધા, હવે તને રજા છે. જઇને તારા પેલા દોસ્તાર આશ્લેષાને કહી દેજે કે કદિ એવું નહિ કરૂં.

* * *

ત્યારથી મધાભાઈ સુધરી ગયા. હવે માત્ર પંચાંગમાંજ પડયા રહે છે. જેને જ્યારે બહારગામ જવું હોય



ચતુર ચેત મુખ ચાર, નહિ બ્રહ્માબ્રહ્માણી,
વૃષભતણું વાહન, નહિ રૂદ્રેરૂદ્રાણી.
જળપૂરણ જશવંત, નહિજ નવાણ નવાણી,
સેવક શોભે સાથ, નહિ રાજા કે રાણી.
એ અકલવંત અંતર ધરો શું વળી વળી વખાણીયે ?
છે સમશ્યા કવિ શામળતણી જશવંતા જન જાણીયે

જવાબ: :પખાલ

માણસ પછવાડે ન લાગે. નહિ તો તેનીય આ દશા થશે. ભગતરાં જેવાં તમે, નખેતરિયાં, માણસની સાથે ગડબડ કરો છો ?—જાવ.

મધા ગુપચૂપ કાન આમળી સલામ કરી ચાલતો થયો. જતાં કહ્યું કેઃ હવે ત્યારે જાય, પછી મધા હોય તોય શું, ને આશ્લેષા હોય તોય શું ? આશ્લેષાને પોતાનું જનોઈ બળાવવાની મરજી નથી તો !

એકની હિંમતે બધાને કેવા છોડાવ્યા ?





# દોડતો જમાનો

તમે કદિ મુંબાઇ ગયા છો ! જો મુંબાઈ ગયા હો તો તમે ત્યાંની વિજળિક આગગાડી જોઇ હશે. તે કેવી ચાલે છે ! એ આગગાડીને એન્જીન હોતું નથી. પણ ટ્રામની માફક તેને મથાળે તારનાં દોરડાં હોય છે. તે તારનાં દોરડાંમાંથી એને વિજળિક બળ મળે છે. આગગાડીને બે છેડે મથાળા પર લોખંડના સળીઆ ઉભા કરેલા હોય છે તે પેલા તારને લાગે છે અને તેમાંથી વિજળિક બળ ખેંચીને આગગાડીને આપે છે.

તમે કોઇ દહાડો વિજળિક બળથી ચાલતી કોઇ ઘંટીમાં અથવા છાપખાનામાં ગયા છો ! ત્યાં આગળ સંચાઓ ચલાવવા માટે વિજળિક મોટરો મૂકેલી હોય છે. તે મોટર કાંઇ ચાર પૈંડા વાળી રસ્તામાં દોડે છે તેવી મોટર નહિ; પણ ચક્કરવાળી બંધિયાર પેટી જેવી હોય છે. ભીંત સાથે લગાડેલી એક ચાંપ દાબીએ એટલે તરત તે મોટરનું ચક્કર ખૂબ જોરથી ફરવા માંડે. તેની સાથે ચામડાના પાટાઓથી સંચાઓને જોડેલા હોય છે. તે સંચાઓ ફરવા માંડે છે.

એવીજ મોટર ટ્રામોમાં અને વિજળિક આગગાડીમાં મૂકેલી હોય છે. તેને ઉપરના તારોમાંથી વિજળિક બળ આપવામાં આવે છે તેથી ફરે છે, અને ગાડીના પૈંડાઓને ફેરવે છે.

પરંતુ હવે નવીજ જાતની ગાડી નીકળી છે, તેને ચલાવવા માટે, હાલ જેવા તારના દોરડા મથાળે નાંખવામાં આવે છે તેવા દોરડાંની બીલકુલ જરૂરજ રહેશે નહિ. વિજળિક બળ પેદા કરવાનો આખો સંચો એના એન્જીન

ડબ્બામાં ગોઠવી દીધેલો હોય છે. તમે કોઇ શહેરના વિજળિક પાવર હાઉસમાં ગયા છો ! ન ગયા હો તો હવે જઇને જોજો. હવે તો ઠેર ઠેર જોવા મળે. સુરત, ભરૂચ, નવસારી, અમદાવાદ, ગોધરા, ભાવનગર, રાંદેર બધે હવે વિજળિક રોશનીનાં કારખાનાં છે. ત્યાં આગળ આઠ દશ ફુટ ઉંચો એક સંચો હશે ને તેની પાસે એક મોટું ડાયનેમાનું ચક્કર ફરતું દેખાશે. એવો આખો સંચો ગાડીમાં ગોઠવી દીધેલો હોવાથી તેમાં ને તેમાંજ વિજળિક બળ પેદા થશે ને તેના વડે આખી આગગાડી દોડશે. પછી તેને ચલાવવા માટે થાંભલા દાટીને તાર ટંગાવવા પડશે નહિ. અત્યારે આગગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢીએ છીએ તો ધૂમાડો અને કોલસાની કાંકરીઓ આંખમાં આવી પડે છે. તેવું કાંઇ પણ પછી થશે નહિ. હાલ વિજળિક ગાડીઓ માત્ર મુંબાઇથી વીરાર તથા પૂના સુધીમાં દોડે છે. તેને બદલે સુરત અમદાવાદ, દિલ્હી વગેરે બધા રસ્તા પર વિજળિક ગાડીઓ દોડશે.

## તમને શબ્દો કેટલા આવડે છે ?

શિ ખં ડ　　　　મ લા ઇ
ખં જ ર　　　　લા ગ ત
ડ ર કુ　　　　ઈ ત ર
બ ર ફી
ર ફી ક
ફી ક ર
બિ રં જ　　　　લા પ સી
રં ગી ન　　　　પ ડા વ
જ ન મ　　　　સી વ ણ

નવરાશની વેળા આવું બનાવી તમારા શબ્દભંડોળની કસોટી કરો.



# જાણો છો ?

માડાગાસ્કર તો ટાપુ છે. આફ્રિકાની પાસે છે. ત્યાં એક પંખી થાય છે. તેનું નામ અઘરૂં છે. ઇપીયરનીસ. પણ એ પંખી ભારે જબરૂં છે. એનું ફક્ત ઇંડુંજ ત્રણ સાડા ત્રણ ફુટ લાંબું ને એક ફુટ પહોળું હોય! એ ઇંડું રેતીની અંદર દબાયલું રહે છે. અચાનક નજરે પડે તો કોઇ એને માટલુંજ ધારી લે!

* * * *

વરસાદ બહુ પડે ત્યારે કંઈ છત્રી વિના બહાર ન જવાય. પણ મોટા મોટા શહેરોમાં કોઇક રસ્તે એવી ભીડ હોય કે ઉઘાડી છત્રી સાથે ચાલવું હોય તો આગળ પાછળનું કંઇ દેખાય નહિ ને આગળ ચલાય પણ નહિ. છત્રી ઉંચી કરે તો વરસાદથી પલળવું પડે. એટલે એક નવી જાતની છત્રી હાલમાં નીકળી છે. એમાં સામેના ભાગમાંથી બાકોરૂં પાડી અબરખ બેસાડેલો આવે છે. જાણે કાચની બારીસ્તો! એટલે છત્રી ભલે ઉઘાડી રહેને! આગળથી કોણ જાય છે તે સારી પેઠે માલમ પડે છે!

* * * *

ઉનાઇમાં ઉના પાણીનો ઝરો છે. શીયાળામાં ત્યાં કોઈ નહાવા જતું નથી. પણ યુરોપમાં તો એવા ઝરામાં બધા નહાવા જાય. આયરલાંડની ઉત્તરે આઇસ-લાંડમાં એવા ઘણા ઝરા છે. તે પાણી ધગધગતું ઉનું હોય છે. એટલે ત્યાંના ઘણા ગામના લોકોને ચૂલોજ સળગાવવો પડતો નથી. ઝરાના ઉનાં પાણી વડેજ તેઓ પોતાની અડધીપડધી રસોઇ રાંધી લે છે.

* * * *

સિંહ કરતાં વાઘ વજનમાં ભારે હોય છે; અને રીંછ તો વળી બંનેથી ચઢી જાય છે. તેમાંયે ઉત્તર ધ્રુવના રીંછ તો બહુ જબરા ભાઇ. એકેક વીસ વીસ મણ વજનનું હોય છે—એટલે કે સાત માણસ જેટલું ભારે!



# લુહારનો છોકરો—રાજા:

બોલો તો, કયા દેશનો? તમને ખબર છે!

અરે, દેશ શું, એ તો જાણે મોટો ખંડ છે ખંડ! ભારે મોટો મુલક તો!

અમેરિકાનું નામ તો તમે સાંભળ્યુંજ હશે. જેવો આપણો એશીયા છે તેવો અમેરિકા એક મોટો ખંડ છે. તેમાં ઘણા બધા દેશ છે. પણ સૌથી મોટો દેશ 'સંયુક્ત રાજ્યો'ના નામથી ઓળખાય છે તેજ. (ઇંગ્રેજીમાં એને યુનાઈટેડ સ્ટેટસ કહે છે) અરે, હવે તો ઘણું ખરૂં અમેરિકા શબ્દ એને એકલાનેજ વાસ્તે વપરાય છે.

આ 'સંયુક્ત રાજ્યો' એ કંઇ એક દેશ નહિ ગણાય—ઘણા દેશોનો બનેલો મોટો દેશ કહેવાય. એ લગભગ આપણા હિન્દુસ્તાન જેવડો હશે. જેમ અહિં ગુજરાત, મદ્રાસ, બંગાળા, દક્ખણ એવા એવા મુલકો છે, તેમ તેમાં પણ નાના નાના ઘણા મુલકો છે. એ બધા મુલકો પોતાનો બધો બંદોબસ્ત પોતેજ કરે. પણ એ સઘળા વચ્ચે ભાઇચારો પૂરેપૂરો. બધાને લગતું જે કંઈ મોટું મોટું કામ હોય તે સૌ ભેગાં મળીનેજ કરે. તેથી સૌ મળીને થયાં:



હુવર સાહેબ

'સંયુક્ત રાજ્યો.'

એ મુલક સંયુક્ત રાજ્ય કહેવાય છે ખરો, પણ ખરૂં જોતાં ત્યાં કોઈ 'રાજા' નથી. ત્યાંના લોકો પર કોઈ રાજાનું રાજ ન મળે. ત્યાંના લોકોજ થોડા થોડા માણસને પસંદ કરીને કહે કે તમે અમારી બધી તજવીજ કર્યા કરો. આ માણસો સભા ભરી ભરીને દેશના કામકાજનો બંદોબસ્ત કરે. અને એ બધાના ઉપરી તરીકે એક માણસને સૌ પસંદ કરે. તે કહેવાય પ્રમુખ. બીજા દેશમાં જે કંઈ કામ 'રાજા' કરે તે અહિં 'પ્રમુખ' કરે. આવી જાતનું રાજ ચાલે તે લોકસત્તાક (પ્રજાસત્તાક) કહેવાય.

પણ રાજામાં ને આવા પ્રમુખમાં એક બહુ મોટો ફેર તો ભાઈ! રાજા તો બાપ મરે કે ગાદીએ બેસે. ને એ બેઠો તે બેઠો. પછી ઉઠેજ શાનો ! તે મરે ત્યારેજ નવો રાજા થાય. પણ અહિં કંઇ તેવું ન મળે. આ પ્રમુખ સાહેબને તો થોડે થોડે વરસે રૂખસદજ મળે. પછી તેમની જગાએ નવો માણસ આવે. વળી થોડાં વરસ ગયાં કે વળી ત્રીજોજ માણસ ચુંટાય. આમ પ્રમુખો તો ફેરવાયા કરે.

એવી ફેરવણી હમણાંજ થોડા દહાડા પર થઈ. તેમાં જે ભાઈસાહેબ ઝડપાયા તેનું નામ હરબર્ટ હૂવર. તે ભાઈસાહેબ મૂળે લુહાર—એટલે કે એનો બાપ લુહાર. એ લોકોમાં થોડીજ કંઇ નાત છે ? ત્યાં તો બધાજ સરખા. જેને જે ધંધો કરવો હોય તે કરે—જે ઝટ આવડી જાય તે લઈ લે. કોઈ લુહાર થાય ને કોઈ વિમાની થાય. વિમાનીનો દીકરો સુતાર થાય કે મોચી થાય ને મજુરનો દીકરો વળી વકીલ થાય કે માળી થાય કે મોટો પ્રમુખ—રાજા પણ થાય ! ત્યાં કંઇ નાતજાતની ખટપટ નહિ. નાતજાતને ધંધા સાથે લેવા દેવા નહિ.

ત્યાંના લોકો કંઈ બાપ કોણ છે, મા કોણ છે તે ન જોવા બેસે. દીકરો હુશિયાર હોય, સારો હોય, તો સૌ કહેશેઃ ભાઈ, એને બનાવો રાજા—પ્રમુખ. તેમાં પૈસો પણ ન જુએ. એમ તો ત્યાં પૈસાવાળા પણ ઘણા છે; એવા પૈસાવાળા કે જાણે સોનાના મહેલમાં

રહે! પણ તેમને કોઈ રાજા ન બનાવે.

વારુ. આપણે હૂવર સાહેબની વાત કરીએ.

હૂવર સાહેબ હાલ ૪૮ વરસના છે. તેના બાપુ લુહારનું કામ કરતા. એની મા બહુ ચાલાક હતી, પણ હૂવર સાહેબ! તેમને ન મળ્યા બાપનાં લાડ, કે નહિ માના. દશ વરસના થયા ન થયા ત્યાં તો મા પણ મરી ગઇ ને બાપુ પણ મરી ગયા. બિચારા હૂવર પર (એનું નામ તો હરબર્ટ, હોં! પણ સૌ કોઈ ત્યાં તો અટકથીજ ઓળખાય) મોટી આફત આવી. જેમ તેમ પાંચ વરસ પરચુરણ નોકરી ચાકરી કરીને કાઢયાં. માંડ માંડ ખાવા પામે. પછી તેને ખાણમાં કામ મળ્યું; પણ એવા કામકાજમાંથી કંઈ આગળ વધાય, કે મોટા થવાય? ભાઇસાહેબે તો ખૂબ લખવા વાંચવા માંડયું. પગારમાંથી થોડા થોડા પૈસા બચાવે. નિશાળમાં ફી આપે, ને ધીમે ધીમે ભણે.

એમ ને એમ ભણ્યા પછી ભાઇ તો આસ્ટ્રેલિયા ઉપડયા. ત્યાં એમને એક નોકરી મળેલી. ત્યાં સારું કામ બજાવ્યું, એટલે વળી ચીનમાં નોકરી મળી. એ તો ભાઇ, હિંમતનાં કામ છે! કંઈ ઘરકૂકડી થઇને બેઠાથી આગળ વધાય? ફરે તે ચરે ને બાંધ્યો ભૂખે મરે! દેશ પરદેશ ખેડે તે ફાવી જાય.

ચીનમાં ભાઇને ખાણને લગતું કામ મળેલું—તેમાં તો એ એક્કોજ હતો ને!

જ્યારે પેલી મોટી લડાઈ જાગી (૧૯૧૪) ત્યારે હૂવર સાહેબ વિલાયતમાં હતા. તેમણે ત્યાં પોતાના દેશના લોકો હતા તેમને સારી મદદ કરી. અમેરિકાના ઘણા માણસો યુરોપમાં આવી ફસાઇ પડયા હતા. હૂવરે તેમને ઘણી મદદ કરી. તે વેળા એની પાસે પૈસા પણ સારા, ને વળી નામના પણ ખરી. એટલામાં બેલજીયમમાં સખત દુકાળ પડયો. ત્યાંના લોકો અનાજ વગર ભૂખે મરવા લાગ્યા. દુકાળ કંઈ વરસાદની તાણે નહિ પડેલો. એ તો લડાઈ હતી ને! ને તેમાં

શરૂઆતનોજ માર એ દેશને પડયો; તેથી દેશ વેરાન જેવો થયો. ત્યાંના લોકોએ મદદ માટે પોકાર પોકાર કરી મૂકયો. હૂવર સાહેબે તેમને મદદ કરવાનું મન સાથે નક્કી કર્યું. તે વેળા એને બીજે ઠેકાણે સારી આવક હતી. બહુ પૈસા મળે તેમ હતું. પણ એ લોભમાં ભાઇ નજ ફસાયા. દુઃખિયાંની મદદે દોડી ગયા. એમ ને એમ સૌને લાગ્યું કે ના, હૂવર સાહેબ પણ બહુ હુશિયાર છે. બીજા દેશોએ પણ તેમને કેટલુંક અગત્યનું કામ સોંપ્યું. તે પછી અમેરિકા આવતાં તેમને દેશના વેપાર ખાતાની લગામ સોંપવામાં આવી. અને છેવટે હાલમાં બધા લોકોએ મળી તેને પ્રમુખસ્થાને પણ ચુંટી કાઢયા.

એમ 'પ્રમુખ' તો થઈ ગયા પણ પ્રમુખનું કામ કંઇ જેવું તેવું ના સમજશો હો ! એનો મોભ્ભો પણ ઘણો, તેમ કામ પણ ઘણું ! દુનિયામાં એવડો મોટો દરજ્જો ભાગ્યેજ કોઇનો હશે ! એટલે કામ બહુ અઘરૂં. આખા દેશના કારભાર પર નજર રાખવાની ! વળી બીજા દેશના રાજાઓ સાથે સુલેહ શાંતિ જાળવવી, તેમ બીજા દેશો સાથે વેપાર વધારવો, નવા નવા કાયદા કરવા એ બધું તેમનું કામ. લઢાઇ કરવી કે નહિ તે પણ તેમનેજ નક્કી કરવાનું. મોટું મોટું લશ્કર—જમીનતું, દરિયાનું ને વળી વિમાનનું—એ બધા પર નજર રાખવાની. આ કામ કંઈ જેવું તેવું કે નાનુંસૂનું છે !

હૂવર સાહેબ કેવા હૂશિયાર ! કેટલે નીચેથી કેટલે ઉંચે ગયા ! છેક અભણ હતા, પણ ભણીને ખંતથી, કાળજીથી, લોકોની સેવા કરીને કેવું માન પામ્યા !



<u>એલ્યુમિનિયમનાં વાસણ</u> કદિ સોડાખારથી માંજવા નહિ. નહિ તો વાસણ ખવાઇ જશે. બધે ડાઘા ડાઘા પડી જશે.



# મારો ઘોડો

મારો ઘોડો લાલ રૂડો રળીઆમણો,
સફેદ ટપકીવાળું સુંદર ભાલ જો,
ગરદન વાંકી અણીઆળા બે કાન છે,
ફુમતીવાળા લાંબા કાળા વાળ જો,
પણ માડી ! એ ક્યાં છે તે હું નહિ કહું.

શુદ્ધ સોનેરી સાજ સજ્યો સોહામણો,
લગામ લટકે હીરની દોરી લાલ જો,
કાનસુરી મહીં સુંદર કલગી શોભતી,
ઝાંઝર રૂમઝુમ કરતો ચાલે ચાલ જો,
પણ માડી ! એ ક્યાં છે તે હું નહિ કહું.

કોઈ વખતં એ જઇ જંગલમાં દોડતો,
કોઈ વખત એ ઉડી ગગનમાં જાય જો,
કોઈ વખત સાગર લહરિ પર સંચરે,
કોઇ વખત એ ફરતો ઘરની માંય જો,
પણ માડી ! એ ક્યાં છે તે હું નહિ કહું.

ના, ના, નહિ કહું મુજ ઘોડો એ ક્યાં વસે,
ન પડે એનો કોની નજરે ભાસ જો,
એમ કરીશ ના, કહું હું તારા કાનમાં,
એનો પેલે ઘરને ખુણે વાસ જો:
બાપા મૂકે જ્યાં ફરવાની લાકડી !



લેખક
શ્રી મનહરરામ મહેતા

# બથેશ્વર બાપા

બથેશ્વર બાપા એટલે મારા એકના બાપા નહિ. મારા ભાઇ-બેનનાં એકનાં બાપા પણ નહિ. અમારી આખી શેરી કે આખા ગામના બાપા પણ નહિ. આખા ગુજરાતના એકલાના બાપા યે નહિ. એ તો આખી દુનિયાના બાપા. બથેશ્વર બાપા એટલે ભગવાન શંકર. શંકર બાપા. શિવજી.

બથેશ્વર બાપા પૂર્વે વલ્લભી, પછીથી વિમળાપૂર ને અત્યારે વળાના મહાદેવ. વળાની આથમણી દિશાએ એનો વાસ છે.

પહેલા તો ત્યાં જાળોનું વન હતું. એ જાળોમાં બથેશ્વરબાપા નીકળેલા. માથું બાથમાં ન આવે એવું બાપાનું લિંગ. બાપા જમીનમાં ઊંડે ખાડામાં પડેલા. કોઇએ એને દીઠા ને એની સેવા કરી. બાપાનો પરચો થયો ને બાપા ચારે કોર ઓળખાણા.

પછી તો જાળોનું વન કપાઇ ગયું ને પાધર પ્રદેશ થયો. બથેશ્વરબાપાના દર્શન વધ્યાં. ખાડો પૂરાણો ને ફરતો ચોતરો થયો. પડખેની આંબલીએ ટોકરો બંધાણો ને મોઢાં આગળ ઓટલી થઇ. બ્રાહ્મણો સવારે પૂજા કરવા ને લોક સાંજે દર્શન કરવા આવવા લાગ્યાં.

બથેશ્વરબાપાને માથે દહેરૂં નહિ. શંકરબાપાની તો એમાંજ શોભા. અમસ્તાએ શિવજી કૈલાસમાં એમજ રહે છે ને! દિગમ્બર અને વળી ભસ્મધારી. એને વળી દહેરાં ને મંડપ ને એવું શું?

પણ શંકરબાપાએ સમુદ્રનું મંથન કર્યું તે વખતે નીકળેલ ઝેરને ગળે રાખેલું. ઉનાળામાં એને ગળે શોષ પડે ના? ભક્તજનો એટલા માટે ઉનાળો બેસે કે શંકરના લિંગ ઉપર મોરીયાની ગળતી કરે છે. ગળતીમાંથી પાણી ટપક ટપક ટીપે ટીપે પડે ને શંકરબાપા ભીના રહ્યા કરે. બહુ સરસ દેખાવ લાગે.

બથેશ્વરબાપાની ઉપર તો બધા

બારે માસ ગળતી રાખે. કેમકે બાપાને માથે દિ બધો તડકોજ આવ્યા કરે.

બીજાં મંદિરો બાંધેલાં. અંદર બેચાર છબીઓ ટાંગેલી. મહીં ફળીઆમાં આંબલીએ ઘંટ. બસ આવી રહ્યું. પણ બધા શિવમાં બાપાનું મહાત્મ્ય વધારે.

પંદર વરસના થયા ત્યાં સુધી અમે રોજ બાપાએ જઇએ. તુળ-

અલ્યા એ રાખ્ખસડા ! નીકળ ! નીકળ ! કયાં ભરાઇ બેઠો ! તું યે નીકળ ને તારા બે લંગોટીયાને પણ કાઢ. એટલે તને બતાવું કે મારી વીંટી ચોરી જવી કેટલા શેરની થાય છે !



(આ ડોસાકાકાની વીંટી ચોરી જનાર રાખ્ખસ ને તેના બે નોકરો છબીમાં ભરાઇ બેઠા છે તેને શોધી કાઢો.)

સીવીઓ ને દીવા. બેચાર ટોકરા ને એક નગારૂં. પણ બાપાનું સ્થાનક તો ખુલ્લુંજ. નીચે ધરતો ને ઉપર આભ. એમાં કાંઇ ન મળે. થાળામાં બાપા ને ખૂણામાં પાર્વતીજીનું પૂતળું.

સીવાળંદનો બાપો ત્યાં હોય જ હોય. પરશોતમ કાકા ત્યાં આવ્યા જ હોય. કુબેર ને રામો પંડયો આવ્યા વિના ન જ રહે. ખરા ભાવિકો ત્યાં સુધી આવે. બથેશ્વરબાપાએ જવાની સીધી સડક

ન મળે. કેડીએ થઈને જવાય ને કેડીએ ગોખરૂયે લાગે. ખાસ જવું હોય તે જ જાય.

અમે તો બધા દેવે જતા. ને છેવટે બથેશ્વરબાપાએ પહોંચીએ. આરતિમાં ભળી જઈએ. ઘંટ ને ઝાલર વગાડીએ. આરતિ બોલીએ ને છેવટે બોમ બોમ ગિરનારીની બૂમો પાડી બાપાને વારેવારે નમી નમી ઘેર જઈએ.

બથેશ્વરબાપા એ હજી એવા ને એવા બેઠા. ને અમારા જેવા નાના નાના છોકરાઓ એવીજ રીતે સાંજે ત્યાં જાય છે ને બાપાને પગે લાગે છે.

૨૧૦ ગિજુભાઈ



## પહેલો નંબર

આ ૭ વરસની 'ડીકી' ડોરોથી બ્હીર ચિકાગોની છે અને તરવાની કળામાં એનો જોટો નથી—એનાથી આગળ કોઈ નથી જઈ શકતું. જહોની વ.સમુલર—તરવારની કળાનો ઉસ્તાદ એને તરવાની કળાની જુદી જુદી યુક્તિઓ શીખવે છે. આ ચિત્રમાં તેનો જ દેખાવ છે. વીસમુલર કહે છે કે આગળ જતાં એ ડીકી દુનિયાને છક કરનારાં ઘણાંક કામો કરશે.

# સૌથી મોટો તારો

## એન્ટારિસ




ધનશંકર કરીને એક છોકરો હતો. તે નિશાળમાં અંગ્રેજી પાંચમું ધોરણ ભણતો હતો. એના માસ્તર એને ઇતિહાસ ભૂગોળ વગેરે બધું ભણાવતા.

એના બાપા મૂળશંકર જોશી જોતિષનો ધંધો કરતા હતા. તે લોકોના હાથ જોતા, જન્માક્ષર બનાવતા, વરસફળ અને ટપકા પણ કરી આપતા. વળી તે તિથિઓ પણ જોઇ આપતા. પંચક કેદાડે છે? અગિઆરસનો ખે (ક્ષય) છે કે નહિ? ઘરણ કયા મહિનામાં આવે છે? એવું એવું બધું તેઓ જોતા. વળી તેઓ કોઈ કોઈના જન્માક્ષર જોઇને ભવિષ પણ કહી આપતા.

એક દિવસ કોઇ ડોશી એમની પાસે જન્માક્ષર જોડાવવા આવી. તેનો એકનો એક દીકરો માંદો પડયો હતો. તે જીવશે કે કેમ? એવું તે પૂછવા લાગી.

જોશીજીએ જન્માક્ષર હાથમાં લઇને ઉકેલવા માંડયું, પછી ચશ્મા આંખ પર ચઢાવીને આંગળીના ટેહેડા પર ધન, મકર, કુંભ... ગણતાં બોલ્યાઃ

જુઓને માજી, છોકરો તો બચી જશે. એનો ચંદ્રમા પાંચમાં ઘરમાં છે, અને સૂરજ સાતમા ઘર પર બેઠો છે. એટલે આફત છે ખરી; પણ તમે સંભાળથી કામ લેશો તો ટળી જશે. એનો

શનિ ભારે પ્રતિકૂળ છે. તે દુઃખ દેનારો છે. તમે શનિના કાંઈ ઉપચાર વિધિ કરો.

ડોશી આંખમાં આંસુ લાવીને બોલી-શું કરૂં? મહારાજ તમેજ ઉપચાર વિધિ બતાવો.

જોશી બોલ્યા–શનિનો પાઠ કરાવો. કોઇ બ્રાહ્મણને કહેશો તે કરી જશે. અને શનિવારે બ્રહ્મભોજન કરાવો. હનુમાનને તેલ ચઢાવો.

ડોશીમા બોલ્યાં–હનુમાનને તેલ તો હું ચઢાવું છુંજ. શનિનો પાઠ તો તમેજ કરી જજો. હું બીજા કોને શોધવા જાઉં? ને શનિવારે તમે જમવા આવજો. કેમ આવશો ને!

જોશીએ કહ્યું–જાપ તો હું કરી જઇશ. અને જમવા તો હું કોઇને ઘેર જતો નથી. એટલે....

પણ મારે ઘેર આવો તો કાંઇ વાંધો નથી. ડોસી બોલ્યાં–હું બધી રીતની ચોકખાઈ રાખું છું. તમારે કોઇ વાતનો વહેમ રાખવો નહિ.

વારૂ ત્યારે આવીશ. પણ બધું ચોકખામાં રાખજો.

એમાં કહેવું નહિ પડે સાથે આ તમારા ધનુને પણ લાવજો. એમ કહીને ડોશી વિદાય થયાં.

ડોશીના જવા પછી ધનુ બાપાની પાસે જઈ પૂછવા લાગ્યો, કે બાપા, તમે કહ્યું કે ચંદ્રમા પાંચમાં ઘરમાં છે ને સૂરજ સાતમા ઘરમાં છે, તે સૂરજનું ઘર કેવું હશે?

જોશીજી તો ચકિત થઇને ધનુની સામે જોઇજ રહ્યા. પહેલા તો તે સમજ્યાજ નહિ. ધનુએ ફરીથી પૂછયું કે સૂરજનું ઘર કેવડુંક મોટું હશે?

બાપે કહ્યું કે–તે તો કોણ જાણે. એ કાંઇ ખરેખરૂં ઘર નહિ હોય. એ તો એવી ગણત્રીજ કરવાની.

પણ એ ગણત્રીનો કાંઇ પાયો તો હશેજ ને? ધનુ બોલ્યો. મારી ભૂગોળની ચોપડીમાં લખ્યું છે કે સૂરજ તો બહુજ મોટો છે. એટલો બધો મોટો કે તેને રહેવાનું ઘર તો હોઇ શકેજ નહિ. બાપા સૂરજ કેવડો મોટો છે તે તમને ખબર છે ખરી?

ના ભાઇ.

ત્યારે જૂઓ હું તમને કહું–સૂરજ આપણી પૃથ્વીના કરતાં હજારો ગણો, અરે તેથી પણ વધારે મોટો છે. આપણી પૃથ્વી દેખાય છે તેવી સપાટ નથી, પરંતુ દડા જેવી ગોળ છે. સૂરજ પણ તેવોજ

મોટો ગોળો છે. તે એક મોટો બળતો ગોળો છે.

બળનો ગોળો? એટલે શું? તે વળી કેવી રીતે બળતો હશે? એમાં તેલ પૂરાતું. હશે કે ગ્યાસતેલ?—એના બાપાને નવાઇ લાગી.

ધનુએ સમજાવ્યું કે એમાં તેલ પણ નથી પૂરાતું ને ઘાસલેટ પણ નથી પૂરાતું એ તો પોતે પોતાની અંદર રહેલા પદાર્થોને લીધે બળે છે. જેવી રીતે પૃથ્વીની ઉપર જ્વાળામુખી પર્વતો હોય છે તેના મુખમાંથી મોટા ભડકા અને ધૂમાડાના ગોટા ને અગ્નિ બહાર નીકળે છે, તેવી રીતે સૂરજની સપાટી પર સેંકડો નાના મોટા જ્વાળામુખીઓ પાસે પાસે આવેલા છે. તે આખો દિવસ રાત બળ્યાજ કરે છે. તે બધાનો તાપ એટલો બધો સખત કે સૂરજ આપણાથી હજારો માઇલ દૂર હોવા છતાં આપણને એનો સખત તાપ લાગે છે.

જોશીજીને આ બધું સાંભળીને બહુ નવાઇ લાગી. તે તો ધનુ શું કહે છે તે ધ્યાનપૂર્વક સાંભળીજ રહ્યા.

ધનુ બોલ્યો—સૂરજ આપણી પૃથ્વી કરતાં કેટલો મોટો છે તે તમને કહું?

કહે જોઇએ.

તે બોલ્યો—સાંભળો બાપા, આપણી પાસે એક મોટરગાડી હોય ને તે ગાડી એક કલાકમાં સાઠ માઇલની ઝડપે દોડતી હોય તો આપણી પૃથ્વીની આસપાસ ફરી વળવા માટે સત્તર દિવસ ને આઠ કલાક લાગે. તેજ મોટરમાં બેસીને આપણે સૂરજના ગોળાની આસપાસ ફરી વળવા માંગતા હોઇએ તો આપણને લગભગ પાંચ વરસ લાગે.

પાંચ વરસ? અધધધ! ધનુના બાપા આશ્ચર્યથી બોલી ઉઠયા.

ધનુએ હસીને કહ્યું—હવે કહો, તમારા જ્યોતિષમાં સૂરજનું ઘર ગણો છો તે ઘર કેવડું મોટું હશે! ને શાનું બનાવેલું હશે!

તે તો કોણ જાણે. એ તો બધી ગણત્રીજ છે. જોશીએ કહ્યું.

વારૂ બીજું સાંભળો બાપા. ધનુ કહેવા લાગ્યો—સૂરજ કેવડો મોટો છે તે સાંભળીને તમને નવાઇ લાગે છે; પરંતુ અમારી ભૂગોળમાં તો લખ્યું છે કે સૂરજ કરતાં સેંકડો ગણા મોટા બીજા તારાઓ આકાશમાં છે. આપણા માથા પરનું આકાશ તો બહુ મોટું છે. આપણી પૃથ્વી અને સૂર્યનું એક સૂર્યમંડળ છે. તેમાં મંગળ, બુધ ગુરૂ વગેરે

બીજા ગ્રહો પણ છે. તે બધા પૃથ્વીની માફક સૂર્યની આસપાસ ફરે છે. એવા એક ફરતા ટોળાને સૂર્યમંડળ કહે છે. આકાશમાં તો એવા અનેક સૂર્યમંડળો છે. તેમાંના સૂર્યો અને ગ્રહો આપણા સૂર્યો કરતાં બહુજ મોટા છે. વિલાયતના જ્યોતિષ શાસ્ત્રીઓએ એવા કેટલાક મોટા મોટા ગ્રહો શોધી કાઢયા છે. એકનું નામ બીટલગીઝ છે. બીજાનું નામ આલ્ફા હરકયુલીસ છે. એ બંને ગ્રહો આપણા સૂરજ કરતાં લગભગ ત્રણુસો ગણા મોટા છે. અને તેના કરતાંયે એન્ટારીસ નામનો એક ગ્રહ તો એથીયે મોટો માલમ પડયો છે. અમારી ભૂગોળમાં એનું ચિત્ર આપેલું છે તે તમને બતાવું, બાપા?

હા લાવ, જોઇએ.

ધનુ તરતજ દોડી ગયો અને પોતાની ભૂગોળની ચોપડી લઇ આવ્યો. તેમાંથી એન્ટારીસનું ચિત્ર બતાવીને કહેવા લાગ્યો:

આ જુઓ. સૂરજ કરતાં આ તારો ત્રણુસો કરતાંયે વધારે ગણો મોટો છે. જો આપણે સાઠ માઇલની ઝડપવાળી મોટરમાં બેસીને આ ગ્રહની આસપાસ ફરવા માંગતા હોઇએ તો આપણને એક હજાર ત્રણુસો ને સિત્તેર વરસ લાગે!

અ ધ ધ ધ! આટલો મોટો ગ્રહ તે કેવો હોય, તે મારી તો કલ્પનામાંજ નથી આવતું.

ધનુ બોલ્યો—ખરી વાત છે. મારી કલ્પનામાં યે નથી આવતું. છતાં બાપા, તમે આ નક્ષત્રોની ને પંચકની સૂરજની ને ધરણની વાતો કહી શકો છો તે પણ કેવું! એ પણ મારી તો કલ્પનામાંજ નથી આવતું!

બાપે જવાબ દીધો—ભાઇ, એ તો બધી ગણત્રીજ છે. એમાં કાંઇ સાઠ માઇલની મોટર દોડાવવી પડતી નથી.

એમ કહીને તે હસી પડયા.

ઇશ્વરલાલ વીમાવાળા



'વીર ગર્જના તા૦ ૫-૯-૨૮ના અંકમાંથી

# વફાદાર કુતરાની બહાદુરી

## વાઘના પંજામાંથી બચાવેલા બે જાન



## યુવાન છોકરાની અજબ હિંમત



## પોલીસ જમાદારનું પરાક્રમ !!!

( અમારા ખબરપત્રી તરફથી )

રામેસરા, તા૦ ૩૦ મી

રવિવાર તા૦ ૧-૯-૨૮ને દહાડે ગામ વાંદરડા તા. હાલોલના કેટલાએક ગોવાળ પોતાના બળદો લઈ સીમમાં બળદ ચારવા ગયા. ત્યાં તેમને રાની બીલાડાનાં જેવાં પગલાં દેખાયાં, જે ઉપરથી તેઓ પૈકી બે ત્રણ ગોવાળ તે પગલે પગલે તપાસ કરવા ગયા. થોડેક પહોંચ્યા એટલે કેડકેડ પૂર ડાંગરની અંદર છૂપાયલા એક વાઘ પાસે જઈ પહોંચ્યા. વાઘ ધુરકયો અને ગોવાળ પૈકી માનસિંગ ઉપર તરાપ મારી તેના ઉપર ચડી ગયો. એટલે લાગલોજ તેની પાસેનો કુતરો વાઘ ઉપર ચઢી ગયો; જેથી વાઘ કુતરા ઉપર ધસારો કરતાં કુતરો નાઠો અને વાઘ પાસેના ખેતરના છેડામાં ભરાયો. બાદ આ ખબર બીજા દૂર ઉભેલા ગોવાળોએ સાંભળી. એક જણે વાઘ નસાડ્યાની વાત સાચી ન માનતાં તપાસ કરવા લાગ્યા અને બૂમરાણ કરી મૂકયું, એટલે વાઘ પાછો નીકળ્યો અને તેઓ પૈકી લાલસિંગ ઉપર કૂદ્યો અને જાંગમાં કરડયો. એટલે લાલસિંગે રાડ પાડી. તે દૂર ઉભેલા કુતરાએ સાંભળી કે તુરતજ

લાગલો દોડી તે વાઘ ઉપર કૂદ્યો એટલે એ વાઘે લાલસિંગને છોડ્યો અને પાસેના સેડામાં ભરાયો.

## વીર માનસિંગની બહાદુરી

ઉપરનો બનાવ બન્યો તે દરમ્યાન ગામના લોકોને દિવાસો ઉજવવા પટેલે નગારી ઠોકી ભેગા કર્યા હતા તેમાં એક ગોવાળે ખબર કરી કે વાઘ માનસિંગને કરડ્યો. એટલે ગામ લોકોએ એક માઈલને અંતરે આવેલા પોલીસ થાણામાંથી જમાદારને તેડવા મોતીઆના કાકા રામકાને મોકલ્યો. બાદ લોકો લાલસિંગને બે બાજુ પકડી ગામમાં લઈ ગયા. થોડી વારે રામકો જમાદારને તેડવા ગયેલો તેણે આવી કહ્યું કે જમાદાર બહાર ગયા છે ને સિપાઈએ કહ્યું કે અમે બંદુક નહિ લાવી શકીએ. તમો મળી વાઘને વગદી મૂકજો; તે ઉપરથી લોકો પાછા વાઘ જ્યાં ભરાયો હતો ત્યાં ગયા. વાઘને ત્રણ બાજુ ઘેરી લીધો અને એક બાજુ તેને જવાની જગ્યા રહેવા દીધી. બાદ ખૂબ બુમાટો કર્યો અને પથરાઓ ફેંકયા, જે ઉપરથી વાઘ અંદરથી બહાર નીકળ્યો અને મોટી રાડ પાડી. તે ઉપરથી લોકો બીધા, અને "વાઘ નીકળ્યો વાઘ નીકળ્યો" એમ કહી નાસવા માંડ્યું. તેવામાં જલીઆ જુરીઆ પાછળ હતો તેને વાઘે ગળામાંથી પકડ્યો અને જલીઆ ઉપર વાઘ પડ્યો. સોળ વર્ષની ઉમરના માનસિંગે આ જોયું એટલે તે પાછો ફર્યો અને મરવું કે આ જલીઆને છોડાવવો એમ વિચારી પોતાના હાથમાંની ડાંગવતી વાઘને મારવા લાગ્યો. આ બધા લોકો દૂર ઉભા રહી જોતા હતા પણ કોઈની નજીક આવવાની હિંમત ચાલી નહિ. જલીઆ માનસિંગ, અને વાઘ વચ્ચે આમ દસેક મિનિટ ઝપાઝપી ચાલી. માનસિંગના મારથી જલીઆને છોડી વાઘે રાડ પાડી. માનસિંગ ઉપર તરાપ મારી પણ તે પોતાની પાસેની ડાંગથી વાઘને તારો દઈ ખસ્યો એટલે વાઘ તરાપ ચૂકવાથી સીધોજ કુદતો ખેતરને બીજે છેડે ભરાયો. માનસિંગને હાથમાં તથા જાંઘમાં નહોર પડેલા છે.

## જમાદારનું પરાક્રમ!

વાઘના જતા રહ્યા બાદ લોકોએ જલીઆને ઉંચકી ગામમાં આણ્યો. આજુબાજુના ગામોમાં સંદેશો પહોંચવાથી લોકોની વહાર થઈ; અને મેરખલેથી બંદુક લઈ જમાદાર આવી પહોંચ્યા. બધા ફરી પાછા વાઘ ભરાઈ રહેલો તેજ જગ્યાએ જઈ બુમાટો કરવા લાગ્યા. જમાદાર દૂર આવેલા એક લીમડા ઉપર ચઢી હવામાં ઉંચે અવાજે કરવા લાગ્યા.

જમાદાર એટલા બધા બીધા હતા કે તેઓ લીમડા ઉપર પણ ધ્રુજતા હતા ને તેથી લીમડો પણ હાલતો હતો. જમાદારની બંદુકના બારથી કેટલાક લોકોને છરા લાગ્યા. થોડી વારે વાઘ બહાર નીકળ્યો. હળવે હળવે ડુંગર ઉપર પાછું ફરી જોતોજોતો જવા લાગ્યો. કેટલાક લોકોએ એને કામઠીથી તીર માર્યાં, તેમાંથી બે જણનાં તીર લાગ્યાં. લોકો વાઘની પાછળ પડયા; પણ જમાદારે બૂમ મારી લોકોને બોલાવી લીધા અને કહ્યું કે પાછળ ન જાવ. તમો મરી જશો તો હું જોખમદાર નથી એટલે લોકો પાછા ફર્યા અને વાઘ ડુંગરમાં ભરાયો. જમાદારે વાઘે કરેલા માણસોની તપાસ પણ કરવાની દરકાર બતાવી નહિ અને બહારોબહાર મેરખલે જતા રહ્યા.



# ગાંડીવનું બાલસાહિત્ય

## પત્રકારોના અભિપ્રાયો



ગાંડીવ પણ બાળસાહિત્યની સેવામાં ઉત્તમ ફાળો આપી રહ્યું છે. (૨૦-૫-૨૮)

**ગુજરાતી**

...માળાના આ પુસ્તકો બાળકોને ઉપયોગી છે. ગાંડીવે બાળસાહિત્યનું પ્રકાશન સારૂં કરવા માંડ્યું છે. અમારૂં તેમને અભિનંદન છે. ૯-૬-૨૮ **બ્રહ્મદેશ**

ગાંડીવે ગુજરાતના સાહિત્યની વાડીમાં અજબ સુગંધિવાન પુષ્પો પ્રગટાવ્યાં છે.
૧૮-૫-૨૮ **હિન્દુસ્તાન**

બાળસાહિત્યનાં પ્રેરક અને સજીવ સર્જન
૧૧-૬-૨૮ **નૂતન ગુજરાત**

આવાં અગત્યનાં પુસ્તકો તમામ કોમનાં તમામ કુટુંબોમાં હાજર હોવાં જોઈએ.
૨૫-૫-૨૮ **સાંજ વર્તમાન**



ગાંડીવના આ પ્રયાસોને તમામ માબાપો, શિક્ષકો, શાળાના વ્યવસ્થાપકો વગેરે સારી રીતે ઉત્તેજશે એવી આશા છે. ૨૪-૬-૨૮
**બે ઘડી મોજ**

પ્રથમ દર્શનેજ બાળકની પ્રીતિ મેળવી લેવાના ગુણો ઉતરાવીને જન્મેલાં આ પુસ્તકો મેળવવા સાધનસંપન્ન બાળકોએ ગાંડીવ પર ધસારો કરવો જોઈએ. **સૌરાષ્ટ્ર**

તમામ પુષ્પો બાળકોને હિતકર, રસોત્પાદક ખજાના તથા જ્ઞાનનાં ઉત્તેજક હોઈને ઘેર ઘેર વસાવવા વાચકોને આગ્રહ કરીએ છીએ.
૨૪-૬-૨૮ **પ્રજામિત્ર કેસરી**

આ રૂપાળાં ને સસ્તાં પુસ્તકો ગુજરાતના બાળસાહિત્યમાં આહ્લાદક ઉમેરો કરે છે.
તા૦ ૨૦-૭-૨૮ **ટાઇમ્સ**

બાલમાનસને અનુકૂળ રૂપાળાં પુસ્તકો.
૨-૭-૨૮ **નેશનલ હેરલ્ડ**



**એ સિવાય પારસી સંસાર, બુદ્ધિપ્રકાશ, સાહિત્ય, પ્રસ્થાન, ગુજરાત, ગુજરાતી, પંચ, શારદા, આર્યપ્રકાશ, મલબાર સમાચાર, અહિચ્છત્ર સૌએ આવીજ અમીદૃષ્ટિ દાખવી છે.**



